सरस्वती ग्रन्थमाला ∴ વર્ષ બીજું, પુ૦ ૮ ∴ કુલ પુ૦ ૧૯

# લાલ ટોપી

[ જેલજીવનની કથા ]

લેખક

મોહનલાલ મગનલાલ ભટ્ટ



પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

ત્રણ આના

સંચાલક અને પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય :: અમદાવાદ

આવૃત્તિ પહેલી
*
ફાગણ, ૧૯૮૭



કિંમત

વાર્ષિક ફાળે
૦-૨-૦
ટપાલખર્ચ માફ

છૂટક
૦-૩-૦
ટપાલખર્ચ જૂદું

મુદ્રક : ચીમનલાલ ઇશ્વરલાલ મ્હેતા : મુદ્રણસ્થાન : વસંત મુદ્રણાલય
સિવિલ હોસ્પિટલ સામે, ઘીકાંટા રોડ :: અમદાવાદ

# પરિચય

આ કથાના પાત્રો બધાં કાલ્પનિક છે છતાં જે ભૂમિકા ઉપર તે રચાયેલાં છે તેનો કંઈક ઝાંખો ચિતાર આપવાનો તેમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. જેલની દીવાલો પાછળ રહેલા જીવનની આપણને કશી કલ્પના નથી. ૧૯૨૩માં જ્યારે મને પહેલી વખતની જેલ મળી ત્યારે મને તેનો કંઈક ઝાંખો ભાસ થયો. હું તે વખતે રીઢા થઈ ગયેલા ગુનેગારો સાથે ભળી શક્યો, તેમની સાથે મિત્રતા બાંધી શક્યો એને સારુ મને પોતાને ભાગ્યશાળી માનું છું. બહાર જોવા નથી મળતા એવા તનની અને મનની તંદુરસ્તી-વાળા કેટલાયે ગુનેગારો (!) મેં ત્યાં જોયા છે. જે પરિસ્થિતિમાં એમનાથી ગુનો થયો હશે તે જ પરિસ્થિતિમાં મૂકવાથી ૯૯ ટકા જેટલા માણસો તેવો અથવા તેથી પણ વધારે ખરાબ ગુનો કરે એવી તેમને જોવાથી મારા ઉપર છાપ પડી છે. અને તેથી રાજ્ય અને સમાજ બંને મળીને તેમને રીઢા ગુનેગારો બનાવવાનું કામ કરે છે એ અસહ્ય લાગે છે. લાંબી સજાઓમાં અને જ્યાં કેવળ માણસમાંના પશુને જ પોષવામાં આવે છે; તેની માણસાઈને વિકસાવવાની વાત તો દૂર, પણ તેના અસ્તિત્વનો જ જ્યાં ઇન્કાર કરવામાં આવે છે અને તેની દુર્બળતાનો ઉપયોગ કરી લેવાની જ વ્યવસ્થા હોય છે ત્યાં બીજી શી આશા રાખી શકાય ?

પણ ૧૯૨૩ અને ૧૯૩૧ વચ્ચે તો સાત વરસનો એક આખો યુગ વીતી ગયો છે. અને એ સાત સાત વરસની પ્રગતિનો વાયુ પણ એ જેલની દુર્ભેદ્ય દીવાલોમાં પ્રવેશ નથી પામી શક્યો. આ દરમિયાન કેટલા કેદીઓ એના કલુષિત વાતાવરણના ભોગ થઈ પડ્યા હશે તે તો કોણ કહી શકે ?

મોહનલાલ ભટ્ટ

# અનુક્રમ

# લાલ ટોપી

[ જેલજીવનની એક કથા ]

૧

## પ્રાસ્તાવિક

સંતોષકુમાર અમારા શહેરના એક જાણીતા આગેવાન. અસહકારયુગના આરંભમાં જ તેમણે પોતાની સારી જેવી ચાલતી વકીલાત છોડીને દેશકાર્યમાં ઝંપલાવ્યું હતું. આજ તો તેને કેટલાયે વર્ષ થઈ ગયાં, પણ તેઓ એમાં વધારે ને વધારે રંગાતા ગયા છે. તેઓ હમેશાં કહેતાઃ " બીજા ધંધાઓને તો સારામાં સારા માણસો મળી રહે છે, પણ દેશસેવાના ધંધાને તો સેવકોની ખોટ જ રહે છે; એટલે જેમણે એકવાર એમાં ઝંપલાવ્યું તેમણે એમાંથી નીકળવાનો વિચાર પણ ન કરવો જોઈએ."

હજી સુધી તેમને એકે વખત જેલ જવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું નહોતું. તેમના વિષે એ બાબતમાં કેટલીક વખત ટીકા પણ થતી. પણ પોતાને સોંપવામાં આવેલા કામની જવાબદારી તે પૂરેપૂરી સમજતા અને તેથી એક સાચા સૈનિકની પેઠે એ કામમાં જ પોતાની બધી શક્તિ ખરચી નાખવાનો એ પ્રયત્ન કરતા. એ કામમાં એ બહુ જલદી પકડાય તેમ ન હતું અને આંધળિયાં કરીને પકડાવામાં તેમની સૈનિક તરીકેની નિષ્ઠાને લાંછન લાગતી હતી અને તેથી જ્યારે કોઈ મિત્ર એ ટીકા વિષે તેમને વાત કરતો ત્યારે એ કહેતાઃ

"મને જેલ મળે તો હું એને તો મારું મોટામાં મોટું સૌભાગ્ય માનીશ – તેથી મને પ્રતિષ્ઠા મળે તે કારણે નહિ; તમે તો જાણો જ છો કે મને એવી પ્રતિષ્ઠાની દરકાર નથી, પણ આ સરકારના તંત્ર હેઠળ દેશની જે દશા થઈ છે તે જેઓ જોઈ શકે છે અને જ્યાં ત્યાં થતું આપણું અપમાન જેઓ અનુભવે છે તેમને પોતાની કલમ અને જીભ ઉપર, ઘણી વખત તો મગજ ઉપર પણ, કાબૂ રાખવો એ કેટલું કઠણ છે, કેટલી કઠોર સાધના છે એ જો તમે કલ્પી શકો તો હું જેલને સૌભાગ્ય કેમ માનું છું તેનું કારણ પણ તમે સહેજે સમજી શકશો. મને તો ઘણી વખત આવો સંયમ અસાધ્ય જેવો પણ લાગ્યો છે. ઘણાયે કડવા ઘૂંટડા, ઝેર પીતા હોય તેમ ઉતારી જવા પડ્યા છે, અને તેથી જ જેલનાં ગમે તેવાં કષ્ટ મને આ સંયમના કઠોર તપ આગળ તુચ્છ જેવાં લાગે છે. જેલમાં ગયા એટલે એક પ્રકારની નિરાંત તો મળે ! એ માનસિક સ્વસ્થતાની કિંમત થોડાં શારીરિક કષ્ટો વેઠી આપવી પડે તો તે કંઈ વધારે છે ખરી ?"

સંતોષકુમાર મારા મિત્ર હતા. એમને ત્યાં હું અવારનવાર આવતો જતો. એમના એક સગા જેલમાં હતા. તેમનું નામ વિનોદવિહારી. તેમની જેલની અવધિ પૂરી થઈ હતી અને તેથી તેઓ છૂટે ત્યારે તેમને માનપૂર્વક શહેરમાં કેવી રીતે લાવવા તેનો વિચાર ગઈ કાલથી સંતોષકુમારને ત્યાં ચાલતો હતો. સવારે તેમનું સરઘસ કાઢવું અને સાંજે બધા મિત્રોએ ભેગા મળી તેમની પાસેથી જેલના અનુભવો સાંભળવા, એમ નક્કી થયું હતું. હું સરઘસમાં તો ન જઈ શક્યો, પણ સંતોષકુમારના મિત્ર તરીકે તેમને ત્યાં વિનોદવિહારીના જેલના અનુભવો સાંભળવા જવા માટેનું નિમંત્રણ મળેલું એટલે સાંજે મને મારી જિજ્ઞાસાવૃત્તિ ત્યાં બરાબર વખતસર ખેંચી લઈ ગઈ. સંતોષકુમારને ત્યાં પહોંચ્યો તે વખતે

વિનોદવિહારીએ પોતાના જેલના અનુભવોની કથાનો ઉપક્રમ જ કર્યો હતો. વિનોદવિહારી પોતાની ભાવપૂર્ણ વાણીમાં બોલતા હતા:

"જેલની દુનિયા પણ એક સ્વતંત્ર દુનિયા છે અને જેમ આ બ્રહ્માની સૃષ્ટિ જીવોને કર્મભોગ ભોગવવા માટે રચાયલી છે, તેમ આ લોકમાં મનુષ્યો માટે તેમનાં કર્મફળ ભોગવવા જેલ પણ સરજાયલી છે, એમ ઘણા માને છે. પરંતુ બ્રહ્માની સૃષ્ટિમાં તો મનુષ્યને પોતાનાં કર્મનું જ ફળ ભોગવવાનું હોય છે એમ શાસ્ત્રવચન સાક્ષી પૂરે છે; જો કે એની સત્યાસત્યતા પૂરવાર કરવી એ કંઇ સહેલું નથી, પણ જેલની દુનિયામાં તો મનુષ્યને પોતાનાં કર્મફળ કરતાં બીજાં મનુષ્યોનાં કર્મોનાં ભોગ થઇ પડવાનો જ વધારે સંભવ રહે છે અને એ વિષે તો જેમને એનો અનુભવ છે તેમને કશી જ શંકા નથી હોતી. પાંચ પાંચ દિવસના અપવાસી હોઈ કોઇના ખેતરમાંથી નાનીસરખી કાકડી લઇ પાપી પેટની જ્વાળા શાંત કરનાર મનુષ્ય એક કે બે વરસ અને કોઈ વખત તો પાંચ પાંચ વરસ સુધી પણ જેલની દુનિયામાં રીબાતો જોવામાં આવે છે; જ્યારે રૂપિયા દોઢસોનો માસિક પગાર મેળવનાર કોઈ અમલદાર કેદીઓને આપવાના શાક કે બીજા ખોરાકમાંથી સારભાગ ઉપાડી જતો હોવા છતાં આનંદ અને અધિકાર ભોગવે છે!

"ચાર પાંચ વરસની વાત છે. તે વખતે મને જેલજીવનની કશી કલ્પના ન મળે. મારી ઓળખાણનો એક ભીલ હતો. તેની સામે ચોરીલબાડીની અને અત્યંત દારૂ પીવાની ફરિયાદ મારી પાસે હમેશાં આવતી. એક દિવસે તેના દેખતાં જ તેની સ્ત્રીએ મારી પાસે તેના આવા દુરાચાર બાબત ફરિયાદ કરી અને કહ્યું:

"'એ બે વખત તો જેલમાં જઈ આવ્યો છતાં એને કશી જ લાજશરમ નથી!'

"સ્ત્રીનું આવું બોલવું સાંભળી પેલાને તો હસવું જ આવ્યું. તે કહે:

"'બે વખત જેલમાં જઈ આવ્યો તેથી જ તો મેં લાજ-શરમ નેવે મૂકી છે. સાહેબ, ત્યાં દહાડામાં ચારચાર પાંચપાંચ વખત તો નાગા થઈને શરીર દેખાડવું પડે છે અને એવી રીતે જેને વારેવારે નાગા થવું પડતું હોય તેની લાજશરમ વળી કેટલા દિવસ ટકે?'

"આનો અર્થ તે દિવસે તો હું કંઈ નહોતો સમજ્યો, પણ આજે તે અજ્ઞાન ભીલના ઉપલા વાક્યમાં કેટલો અર્થ સમાયલો છે તેનો હું અનુભવ કરી શકું છું. સાચી જ વાત છે. સમાજની અનાદિ કાળથી ચાલતી આવેલી અને રૂઢ થઈ ગયેલી સભ્યતા અને સંસ્કારની સત્તા જ મનુષ્યને મર્યાદામાં રાખી શકે છે. એમાં કોઈ પણ કારણસર નાનુંસરખું પણ જો છિદ્ર પડે તો તેની ગતિ અપાર સાગરમાં વહેતા છિદ્રવાળા વહાણના જેવી જ થવાની. બંધનમાં પડેલા માણસનું એક બંધન તૂટી જાય છે કે પછી બીજાં બંધનો તૂટતાં વાર નથી લાગતી. તેમાં શરીર ઢાંકવાની સભ્યતા તો અત્યંત જૂની અને આવશ્યક ગણાય. એ શરીર ઢાંકવાથી જ મનુષ્યની હાલની આખી સભ્યતા અને સંસ્કારિતાનો પાયો નંખાયો છે; અને જ્યારે એ મૂળ ઉપર જ પ્રહાર કરવામાં આવે ત્યારે માણસ લાજશરમ છોડીને સમાજની અવગણના કરે અને તેના નિયમોનો ભંગ કરે તો તેમાં શી નવાઈ?"

વિનોદવિહારીએ તો તત્ત્વજ્ઞાનનું ટૂંપણું ચલાવ્યું એટલે મારાથી ન રહેવાયું. હું વચ્ચે જ બોલી ઊઠ્યો:

"ભાઈ, તમારું આ પિંજણ તો હમણાં અટકાવો. જેલની કંઈ સાંભળવા જેવી વાત હોય તો તે સંભળાવો. જેલની સંસ્થાનાં સામાજિક, રાજનૈતિક કે આધ્યાત્મિક દુષ્ટ પરિણામો ઉપર વિચાર કરવાનો તો આપણને ઘણોયે વખત મળશે."

"જેલ વિષે તમને કંઈક કલ્પના આવે માટે જ મેં આટલી પ્રસ્તાવના કરી. જેલ એ સમાજનું સ્વાભાવિક અંગ ગણાવા લાગ્યું છે, પણ તે બરાબર નથી. તે તો તેની અસ્વાભાવિક પરિસ્થિતિની જ સૂચક છે. એ દુનિયાની એક વાત તો હું તમને સંભળાવવાનો છું. તે સાંભળીને તમને એ સૃષ્ટિને વિષે કંઈક જાણવાયોગ્ય માહિતી મળશે. એ સૃષ્ટિની વાતો ઘણી રમુજી અને બોધપ્રદ હોય છે, છતાં એ વાતમાં છેવટ સુધી એક પ્રકારનું કરુણ વાતાવરણ અનુભવવા મળે તો મને ક્ષમા કરશો. જેલની દુનિયામાં હાસ્ય હોઈ શકે, પણ તે હાસ્યમાં અંતર ચીરી નાખે એટલું દુઃખ જ ભરેલું હોય છે. એમાં વિનોદ હોય, પણ તેમાં કાળજું કોરી નાખે એટલો વ્યંગ હોય છે. એમાં શુભાશા પણ હોઈ શકે છે, પણ તેની પાછળ અનંત નિરાશાનો સમુદ્ર ઊભરાતો હોય છે. ટૂંકમાં, લોકો એ દુનિયામાં ઈશ્વરનું નામ લે છે ખરા, પણ તેનો ઈન્કાર કરવા માટે જ; જીવન જીવે છે ખરા, પણ પોતાના મનુષ્યત્વ ઉપરની આસ્થાનો ત્યાગ કરીને."

મેં કહ્યુંઃ "એમને સારા ઉપદેશકો મોકલી રોજ નીતિ અને ધર્મના પાઠ ભણાવવામાં આવે તો જરૂર એમનામાં પોતાના જીવન અને ઈશ્વર વિષે આસ્થા ઉત્પન્ન થાય અને પરિણામે તે લોકો સુધરે ખરા."

"જેલમાં ઉપદેશકો તો આવે જ છે. તે કેદીઓને ઉપદેશ આપે, તેમની પાસે રવિવારને દિવસે પ્રભુનામસ્મરણ કરાવે, પણ તેમના દુઃખથી તો તેઓ અજાણ જ હોય છે. તેમના પ્રત્યે તેમને સહાનુભૂતિ ઉત્પન્ન થાય એટલા તેઓ તેમની નજીક નથી આવતા, અને તેમ કરવાનો પ્રયત્ન પણ નથી કરતા એક કલાક ઉપદેશ અને પ્રભુનામસ્મરણ કરાવી તે ચાલ્યા જાય છે. આ ઉપદેશકો કદાચ કેદીઓથી પોતાને ભિન્ન પ્રકારના જ મનુષ્ય માનતા હશે, કારણ કેદીઓની મનુષ્ય તરીકેની જરૂરિયાતોનો તેમને

વિચાર નથી હોતો. તેમને એ કલ્પના પણ નથી હોતી કે જે પરિસ્થિતિમાં આવી માણુસ અપરાધ કરે છે, તેવી પરિસ્થિતિમાં મુકાવાથી આપણામાંના ઘણા એવા જ અપરાધો કરી શકે એવા હોય છે. મનુષ્યની અંદર રહેલા પશુને સભ્યતાનું સૂક્ષ્મ આવરણ જ ઢાંકી રાખે છે. જેણે એ પશુને જીત્યો છે તે તો મહાન છે. પણ જેલની દુનિયામાં ગયા પછી તો સારા માણુસોની સારસાઈ પણ ઊડી જાય છે, એવો તે ભૂમિનો મહિમા છે.

"બ્રહ્માએ આવો દુઃખમય સંસાર શા માટે રચ્યો હશે, એ ગૂઢ પ્રશ્ન છે. એના અનેક ઉત્તર અપાયા છે પણ એકે સંતોષ-કારક નથી. ભાવિકો એને માત્ર સ્વાભાવિક માને છે અને તેથી તે ઉચિત છે, એમ મનાવવાનો પ્રયત્ન કરે છે. જેલના વિધાતાઓ તો જેલના સંસારને ગૂઢ પ્રશ્ન ગણુતા જ નથી, એની તો જરૂર જ છે એમ તેઓ કહે છે. 'એના વગર આખો સમાજ નષ્ટભ્રષ્ટ થઈ જાય. સમાજ બંધાયો એટલે જેલ તો સ્વાભાવિક સંસ્થા જ થઈ પડવાની અને તેથી એની આવશ્યકતા કે ઉપયોગિતા વિષે વિચાર કરવાની કંઈ જરૂર જ નથી.' એવી તેમની આત્મશ્રદ્ધા છે. તત્ત્વજ્ઞાનીઓને તો તેમની અદેખાઈ આવ્યા વગર ન જ રહે."

સંતોષકુમાર વચ્ચે જ બોલી ઊઠયા: "દલીલ તો એમ જ થાય ને? જેમને લોકોની મહેનત ઉપર જીવવું છે, તેમની ખરી પર-સેવાની કમાણીનું નવનીત ખાવું છે તે બીજું શું કહે? વ્યવસ્થા, તંત્ર અને વેપારના નામ હેઠળ સમાજના ઘણાયે વાંદાઓ તેનું લોહી ચૂસે છે અને આ રીતે લોહી ચૂસાવાથી જે ભાગ ભૂખે મરતો હોય તે જો સામો થાય તો તેને દબાવવા માટે એ એક એમની પાસે મોટું સાધન છે. પણ હવે તમે તમારી વાત ચલાવો."

૧૫૭૧૯

## ૨

## આરંભ

જેલમાં ગયે મને ચારેક મહિના થયા હશે એટલામાં યરવડાની જેલમાંથી મહમ્મદ કરીને એક કેદી અમારી જેલમાં મોકલવામાં આવ્યો. તેની ઉમ્મર લગભગ ૨૫–૨૭ વરસની હશે અને તે સિંધી શરીરે મધ્યમ કદનો, ઘઉંવર્ણો અને તેની શરીરશક્તિ પણ મધ્યમ પ્રકારની. યરવડાની જેલમાં એણે તોફાની તરીકે નામ મેળવેલું. એટલે ત્યાંના અધિકારીઓએ તેને અમારી જેલમાં ધકેલ્યો. જેલનો નિયમ છે કે જ્યારે કેદીની એક જેલમાંથી બીજી જેલમાં બદલી થાય ત્યારે તેની ચાલચલગત વિષેની સંપૂર્ણ માહિતી તેની સાથે જ મોકલી આપવામાં આવે છે. કેદીઓને વિષે રાખવામાં આવતી ચોપડીમાં તેવી વિગત ભરેલી હોય છે અને તે ચોપડી જ અધિકારીઓને કેદીઓનું ઓળખાણ કરાવે છે. અમારી જેલના અધિકારીઓને પણ મહમ્મદ એ નામીચો કેદી છે અને યરવડામાં તોફાની તરીકે પંકાયેલો છે એ સમાચાર પહેલેથી જ મળી ગયેલા.

જેલના અધિકારીઓ કશુંયે જોખમ ખેડવામાં માનતા નથી. મહમ્મદ રાતે આવ્યો એટલે એને એક કોટડીમાં તાળું મારી બંધ કરવામાં આવેલો. પણ સવારના છ વાગે તેનું તાળું ખોલવું જોઈએ તે ખોલવાનું પણ જોખમ તેમણે ન ખેડયું. અમને મહમ્મદની પધરામણીની સવારે જાણ થઈ અને જેલનો સુપરિન્ટે-ન્ડન્ટ થોડી વારમાં એની મુલાકાત માટે આવશે એની અમને ખાતરી હતી. મહમ્મદની કોટડીમાં જમાદારે એક ઘંટી મુકાવી

દીધી હતી અને તેને ૪૦ શેર દળણું આપવામાં આવ્યું હતું. પણ તે બધું હતું તાળામાં જ.

જેલનો તો નિયમ છે કે એક કેદી બીજા કેદી સાથે વાત ન કરી શકે, ન તેને મળી શકે, ન એકબીજાની કોટડી ઉપર જઈ શકે. પણ એ નિયમ પાળવો એ કેટલું કઠણ છે એની કલ્પના તમને નહિ આવે. રોજ વધારે પડતું બોલીને થાકેલા આપણે કદાચ એમાં કશું કઠણ ન પણ માનીએ. છતાં જેમણે સંયમ ખાતર અઠવાડિયામાં અરધો દિવસ પણ મૌન સેવ્યું છે તે જાણે છે કે એ કઠણ છે, ખાસ કરીને જેલમાં તો એ ઘણું જ કઠણ. મનુષ્ય એ સામાજિક પ્રાણી છે એટલે મનુષ્યને મનુષ્ય સાથે મળવાનું, વાત કરવાનું અને ભળવાનું મન તો થાય જ. અને તેથી જ અંધારી કોટડીની સજા એ જેલની મોટામાં મોટી સજાઓમાં ગણાય છે. કેટલાક તો એવી સજાથી થોડા દિવસમાં ગાંડા જેવા પણ થઈ જાય છે.

જેલના ઉપર જણાવ્યા છે તેવા ન પાળી શકાય એવા નિયમનો તો બધા જ કેદીઓ ભંગ કરે છે અને તેનો ભંગ પણ થવો જોઈએ. હું પણ એવા નિયમનો હમેશાં ભંગ કરતો. મારી કોટડી મહમ્મદને આપવામાં આવેલી કોટડીની પાસે જ હતી. મેં સુપરિન્ટેન્ડન્ટના આવતાં પહેલાં જ તેની મુલાકાત લીધી. તેની ચરવડાની ખ્યાતિ મારે કાને પણ આવેલી એટલે મેં તેને પૂછ્યુંઃ

" ભાઈ, તમારી ખ્યાતિ તો તમે જ્યાં જાઓ ત્યાં પહેલી પહોંચતી લાગે છે. તમે તો ખૂબ તોફાની તરીકે પંકાયા છો, પણ જેલમાં તોફાન કરવાથી શું વળતું હશે તે હું સમજી શકતો નથી. એમાં કાંઈ તમારો ઉદ્દેશ છે ખરો ? કે એમ જ સ્વભાવ જ એવો પડી ગયો છે માટે ? "

તેણે કહ્યુંઃ " તમે જેલમાં બિલકુલ નવા લાગો છો આપના

જેલમાં આવીને તમે તેનો કશો અનુભવ મેળવી શક્યા નથી. મને જેલના અધિકારીઓની સામે થઈ સજાઓ ખાવાનું કંઈ મન નથી થતું, પણ મને તેઓ જરાયે સુખ વળવા નથી દેતા. મને આપેલું કામ તો હું જરા વારમાં પૂરું કરી આપું છું, પણ જરા જરામાં અપમાન કરે, સતાવે અને જાણે આપણે માણસ જ ન હોઈએ તેમ વર્તે તે મારાથી સહન થતું નથી.”

મેં કહ્યું: “મને આ જેલમાં ચાર મહિના થઈ ગયા છે. અહીંના મારા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે અહીં તો તમે સુખેથી રહી શકશો. અહીં તમારું કોઈ અપમાન નહિ કરે, તેમ તમને કોઈ સતાવશે પણ નહિ. પણ તમે જેલ બધી માથે ઉઠાવવાનો નિશ્ચય કરીને તો અહીં નથી આવ્યાને?”

તેણે કહ્યું: “ના, ભાઈ ના. મને સુખે બેસવા દે તો હું તો કોઈનુંયે નામ દઉં એમ નથી. આ જુઓને, હું નવો કેદી નથી છતાં મને ચક્કી આપી છે. પણ તેનું કંઈ નહિ. મને જેટલું દળવાનું આપશે તેટલું હું બરાબર દળી આપીશ, પણ મને અહીં અમલદારો સુખે રહેવા દે તો સારું!”

મારે ને તેને આટલી જ વાતચિત થઈ હશે એટલામાં તો સુપરિન્ટેન્ડન્ટના આવવા વિષેનો તાર મળ્યો. જેલમાં પણ તાર ચાલે છે એ જાણી તમને આશ્ચર્ય થશે. પણ જેલનો તાર પણ બહાર જેટલો જ ઉપયોગી અને ચતુર સંદેશવાહક હોય છે, એ વિષે કશી શંકા ન રાખતા. એની વિશેષતા એ છે કે તે કેદીઓના અને વાર્ડરોના પોતાના જ તંત્ર અને ગોઠવણ નીચે ચાલે છે. જેલનો તાર સુપરિન્ટેન્ડન્ટ, જેલર કે કોઈ અધિકારી આવતો હોય ત્યારે જ મળે છે, અને તે કેદીઓને અને વાર્ડરોને ચેતાવવા માટે. તાર મળે કે સૌએ પોતપોતાની જગ્યાએ અને કામે લાગી જવું જોઈએ. પણ હું તો આસાનકેદનો કેદી, મારી પાસે કશું

કામ મળે નહિ. છતાં મારેયે મારી ઓરડી પાસે જઈને ઊભા રહેવું જોઈએ. મારી ઓરડીના બારણા આગળથી હું મહમ્મદની ઓરડીનું દશ્ય બધું જ જોઈ શકું એમ હતું.

સુપરિન્ટેન્ડન્ટ અમારા વાર્ડમાં આવી સૌથી પહેલાં મહમ્મદની ઓરડી તરફ જ ગયો. સુપરિન્ટેન્ડન્ટ યુરોપિયન હતો. એના મનમાં હતું કે તોફાની કેદીને દબાવવા સારુ તેની સાથે જરા અભિમાન બતાવીને સખ્તાઈથી અને મક્કમ રીતે વાત કરવી જોઈએ. સુપરિન્ટેન્ડન્ટ મહમ્મદ તરફ વળ્યો કે તેણે પોતાની આંખ કરડી કરી, માથું પાછળ નાખી ગરદન અને છાતી ફુલાવી, પગમાં પણ જરા ભાર મૂકી ગતિ વધારી દીધી. મહમ્મદ અભણ હતો, પણ કદાચ તેથી જ સુપરિન્ટેન્ડન્ટની આવી વર્તણૂક તેને અપમાનકારક લાગી, અને એ અપમાન સહન કરવામાં તેને પોતાની માણસાઈ હણાતી લાગી. તે કશું બોલ્યો તો નહિ, પણ તેણેયે એટલી જ કડકાઇ ધારણ કરી ને તે કામ છોડીને ઊભો રહ્યો.

સુપરિન્ટેન્ડન્ટે કહ્યું: “ દેખો, યહાં અગર સીધે નહિ ચલે તો ઠીક કર દિયે જાઓગે, સમજે ! સીધે ચલોગે તો તુમકો માફી (remission)વગૈરા સબ મિલેગા. ”

આ સાંભળીને મહમ્મદની આંખો ક્રોધ અને કંઈક નવા-જૂની કરવાના વિચારથી ચમકવા લાગી, પણ સુપરિન્ટેન્ડન્ટ તો એવી આંખો જોવા ટેવાયેલો હતો. તેણે તેની દરકાર ન કરી. તેને તેની દરકાર કરવાની કાંઈ જરૂર ન જણાઈ. એ તો પોલાદી ચોકઠાનો હાથો હતો, એ શું કરવા એની ફિકર કરે ? તે ત્યાંથી ચાલ્યો ગયો. એક મિનિટ પણ એ ત્યાં ઊભો ન રહ્યો. કેદી પ્રત્યે કંઈક સહાનુભૂતિ બતાવી તેનો પ્રેમ અને વિશ્વાસ મેળવવાની રીતમાં તો એમનો વિશ્વાસ જ નથી હોતો. ખૂબ સખ્તાઈ વાપરીને, સજાઓ કરીને જ તેમને વશ કરી શકાય છે એ માન્યતા જેલમાં તો સામાન્ય થઈ પડેલી હોય છે.

મહમ્મદ પણ ક્રોધમાં પોતાનું ભાન ભૂલી ગયો હતો. તેને દળવા માટે આપેલી ઘંટી તેણે જોર જોરથી પછાડવા માંડી.

હું આ બધું જોઈ રહ્યો હતો. એટલે તેની પાસે ગયો અને પૂછ્યું: "ભાઈ, આ શું કરો છો ?"

મહમ્મદ કહેઃ "એ એના મનમાં શું સમજતો હશે! મને હવે કંઈ કામ કરવાનું મન નથી. આ ઘંટીના ટુકડા કરીને મૂકું છું અને જોઉં છું કે એ મારું શું કરી લે છે."

મહમ્મદનો ક્રોધ જોઈને હું તો દંગ જ થઈ ગયો. મેં એની મર્દાઈ જોઈ લીધી. સુપરિન્ટેન્ડન્ટનો અભિનય તો મેં જોયો જ હતો એટલે હું એમાં તેનો કંઈ વાંક કાઢી શકું એમ ન હતું. ઘંટી ભાંગી નાખી સજા લેવી એ તેને સારુ રમતવાત હતી. મહમ્મદ કશાથી ડરે એમ ન હતો એ તો મેં જોઈ લીધું હતું. પણ હું એ પણ જાણતો હતો કે એથી એને કશો લાભ નથી થવાનો. એટલે મેં એને ઘણો સમજાવ્યો અને એવું અપમાન ગળી જવા કહ્યું.

કદાચ તમે કહેશો કે એ મારા ભણતરનું પરિણામ. કદાચ તેમ પણ હોય. મહમ્મદની મર્દાઈનો ઉકળાટ મને ગમતો હતો. આવું અપમાન વિચારપૂર્વક ગળી જવા કરતાં વિચારહીન થઈ મહમ્મદની માફક કંઈક ઊંધુંચત્તું કરી બેસવાની રીત આવા સંજોગોમાં તદ્દન નિંદ્ય છે એવું પણ હું નથી કહેતો; છતાં એટલું તો ખરું જ કે એમાં મહમ્મદ જેવા મર્દની શક્તિ ખોટી ખરચાઈ જાય છે, તેને વળતરમાં કશું મળતું નથી અને પરિણામે જ્યારે એ માણસની શક્તિ ખૂટે છે ત્યારે એ પોતાની મર્દાઇને ભૂલીને પામરતા જ દાખવે છે. આવા દાખલાઓ મેં જેલમાં ઘણા જોયા છે. આવા જ કેદીઓ ઘણે ભાગે સામાન્ય કેદીઓને દબાવવા અને સતાવવા માટે જેલના અધિકારીઓનાં હથિયાર બને છે. અને અધિકારીઓ તેમને કાબૂમાં લઇને તેમની પાસે ધણુંયે ન

કરવાનાં કામ કરાવે છે. જેલના અધિકારીઓ ઘણા સ્વતંત્ર હોય છે. તેમનો કેદીઓ સાથેનો વ્યવહાર ગમે તેવો અમાનુષી હોય તોપણ તેમને કોઈ પૂછનાર નથી હોતું. જેલના અધિકારીઓની એ દુનિયાની મર્યાદામાં તેમની 'કર્તુમકર્તુમન્યથાકર્તુમ્' શક્તિની કલ્પના તમને નહિ આવે. જેમ જંગલી હાથી, સિંહ, વાઘને વશ કરવા સારુ તેમને ભૂખે મારવામાં આવે છે, તેમ જેલમાં મનુષ્યને પણ તેની માણસાઈ હણી કાબૂમાં લાવવા સારુ એવા જ ઉપાય કરવામાં આવે છે. બીજા પણ ઉપાયો છે. બારણાના લોઢાના સળિયા સાથે હાથકડી નાખી કેદીને બાંધીને આખો દિવસ ઊભાઊભ રાખવો, તેને ખાટલા સાથે એવી રીતે બાંધવો કે તે હાલીચાલી ન શકે, મોંઢા ઉપર માખ બેસે તે પણ ન ઉડાડી શકે (આવી સજાથી અરધા કલાકમાં જ માણસ કંટાળી જાય), અને તેને ઝાડ ઉપર ઊંધો બાંધીને લટકાવવો, એવી સજાઓ પણ થતી સાંભળી છે. જેલમાં સામાન્યમાં સામાન્ય ગણાતી સજા પણ જેવી તેવી નથી. ઘણું જ મીઠું નાખેલી કાંજી તો જેલમાં કેદીઓને જરા વાંક પડતાં આપવામાં આવે છે. તે દિવસે બીજું ખાવાનું બંધ હોય. કેવળ મીઠાની એ કાંજી ઉપર જ ગુજારો કરવો પડે. કેદી જો એ ન પીએ તો તેને બીજી સજા કરવામાં આવે. જમાદાર પાસે ઊભો રહીને કાંજી પીવડાવે અને એનાં અમુક માપ તો પીવાં જ પડે. આ કાંજી પીવાથી તેને કેવળ ભૂખનું જ દુઃખ સોસવું પડે છે એમ નથી, તેથી જુલાબ પણ સારી પેઠે લાગે છે અને તે ઢીલોઢસ થઈ જાય છે. આવી અમાનુષી સજાઓ આગળ ટકવું એ ગમે તેવા માણસને પણ કઠણ લાગે અને બહાદુરમાં બહાદુર જણાતા માણસો પણ તેથી પામર જેવા બનીને પોતાને ન ગમતાં હલકાં કામો કરવાને તૈયાર થઈ જાય છે. અને એમાં આશ્ચર્ય શું? એ સજાઓ જ એવી હોય છે.

મહમ્મદને આ રીતે સમજાવ્યો, એટલે તેને મારી વાત ગળે

ઊતરતાં વાર ન લાગી. તે મારો અભિપ્રાય સમજી ગયો અને પછી તો તે મારી પાસે થોડુંઘણું ભણતો પણ ખરો. મેં એને ઉર્દૂની એકાદ ચોપડી પણ વંચાવી હશે. જ્યાં સુધી હું જેલમાં હતો ત્યાં સુધી તો એ ફરી કોઈથી આથડ્યો હોય એવા સમાચાર નથી મળ્યા.

જેલમાં લગભગ દરેકને બીડીનું વ્યસન હોય છે. એ વ્યસનને કારણે ઘણા ન કરવાનાં કામ કરે છે ને કરાવે છે, છતાં મેં એ જોયું કે મહમ્મદને બીડીનું વ્યસન ન હતું. મને નવાઈ લાગી, પણ જેલમાં કોઈને એના આ ગુણની ખબર ન હતી. કારણ એ કોઈ કોઈ વખત પોતાના જેલના મિત્રોની ખાતર પાસે બીડીઓ રાખતો ખરો અને જ્યારે પકડાતો ત્યારે સજા પણ ખાતો અને એ રીતે જેલમાં પણ મિત્રસેવાનો લહાવો લેતો. એક દિવસ તેને આવા કારણસર બારણાના સળિયા સાથે હાથકડી નાખી ઊભાઊભ રાખવાની સજા કરવામાં આવી હતી. મારા હૃદયમાં મહમ્મદ પ્રત્યે એક પ્રકારની સહાનુભૂતિ ઉત્પન્ન થઈ હતી. અને તેથી હું ઘણી વખત તેની પાસે જઈને બેસતો હતો અને તે દિવસે જ્યારે હું ગયો ત્યારે તેણે ઊભાઊભ જ વાતવાતમાં મને પોતાની બધી વાત કહી અને મેં પણ તે ઊભાઊભ જ સાંભળી. એ એની પાસે સાંભળી હોય ને જે રસ આવે તે તો મારા શબ્દોમાં નહિ આવી શકે, પણ જેવી તેવીયે એ વાત સાંભળવા જેવી તો છે જ.

૩

# નિર્દોષને જેલ

મહમ્મદ સિંધમાં મીરપુરખાસની પાસે આવેલા એક ગામડાનો વતની હતો. એ એનાં માતાપિતાનો એકનો એક પુત્ર, અને તે પણ તેમની મોટી ઉંમરમાં જન્મેલો એટલે તે બંનેની આંખની કીકી સમાન હતો. એક દિવસ પાસેના કોઈ ગામમાં કોઈ પીરનો મેળો હશે તે જોવા માટે તે પોતાનાં માતાપિતાની રજા લઈને નીકળ્યો. તે વખતે તેની વય માંડ ૧૭–૧૮ વર્ષની હશે. પાસે પૈસા બહુ જ થોડા લીધેલા; ગરીબ ઘરના એટલી ઉંમરના છોકરા પાસે કેટલા પૈસા હોય?

મહમ્મદ પોતાની ધૂનમાં રસ્તે ચાલ્યો જતો હતો ત્યાં પાછળથી તેને કોઈએ સાદ કર્યો હોય એમ લાગ્યું. પાછળ ફરીને જુએ તો એના જ ગામનો એક વીસબાવીસ વરસનો જુવાન એક ઊંટ દોરીને ચાલ્યો આવતો તેને જણાયો. મહમ્મદ તેને ઓળખતો હતો અને વાત કરતાં જ્યારે તેને ખબર પડી કે તે પણ મેળામાં જ જવાનો છે ત્યારે તો રસ્તો કાપવા સારુ પોતાને એક સાથી મળ્યો જાણી તેને ઘણો જ આનંદ થયો. બંને પોતાના ગામની અને મેળાની વાતો કરતા કરતા રસ્તો કાપવા લાગ્યા.

રસ્તામાં એક પોલીસચોકી આવતી હતી. એ પોલીસ-ચોકી આગળ થઈને બંનેને જવાનું હતું. મહમ્મદ તો બીચારો પોતાના અને મેળાના વિચારમાં જ ગુલતાન બની ચાલ્યો જતો હતો, એને ભરથરીના પેલા કમળમાં પુરાયેલા ભમરાની માફક એ ખ્યાલ શેનો હોય કે એનું ભાવિ તો જુદું જ ઘડાઈ રહ્યું હતું.

તેમની સાથેનું પેલું ઊંટ ચોરીનું હતું, પણ મહમ્મદને તેની કશી કલ્પના જ નહિ. પોલીસચોકી આગળથી જેવા આ બંને નીકળ્યા કે તેમને ઊંટના માલિકે આવી પકડ્યા અને પોલીસ તેમને ઘેરીને ઊભી રહી.

મહમ્મદને બીચારાને શી ખબર કે જે સાથીને મેળવીને તે રાજી થયો હતો તે કોઈનું ઊંટ ચોરીને ભાગતો હતો અને જેમ બને તેમ જલદી ઊંટ વેચી તેના પૈસા કરવા માટે મેળામાં જતો હતો? રસ્તાની પોલીસચોકી ઉપર ઊંટનો માલિક એટલો વહેલો આવી પહોંચશે એવું તેના પેલા સાથીએ પણ ધારેલું નહિ અને તેથી સિંધી ચોરોની નિશ્ચિંતતાથી તે ત્યાંથી પસાર થઈ જવાનો વિચાર રાખતો હતો, પણ તેનું ધારેલું ફોગટ ગયું.

મહમ્મદ પણ હવે ચોરની સોબતે ચોર ઠર્યો હતો. તેણે ઘણી આજીજી કરી પોતાની નિર્દોષતા જણાવી, પણ તે માને કોણ? પણ આવે વખતે પોલીસ જમાદારો ઘણા ઉદાર થઈ જાય છે. ચોકીના જમાદારે તે બંનેના ઉપર દયા લાવી એક રસ્તો શોધી કાઢ્યો. ઊંટના માલિકને તો તેનું ઊંટ પાછું મળ્યું હતું એટલે તેને આ બંને અપરાધીઓ ઉપર ફરિયાદ માંડવાનો આગ્રહ હતો નહિ, તેમ કરવામાં તેને કદાચ રસ પણ નહિ હોય. એટલે હવે તો પોલીસે જાતે જ ફરિયાદ કરવી અથવા પેલા પાસે પરાણે કરાવવી રહી. પણ કંઈ કારણ વગર 'આવ પથરા પગ પર પડ' એવું કરવાની જમાદારને પણ જરૂર ન જણાઈ. તેણે કહ્યું:

"આમ જુઓ, તમારા ઉપર ફરિયાદ કરવામાં આવશે તો તમને જેલ તો મળશે જ, અને વગરકારણે તમે દુઃખી થશો અને તમારાં માબાપને પણ દુઃખી કરશો; પણ આમાંથી એક છૂટવાનો રસ્તો છે ખરો. તમે જો રૂપિયા ૫૦ આપીને આની માંડવાળ કરવા માગતા હો તો હું તેમ કરાવી શકીશ. પેલા ઊંટવાળાને

સમજાવી દેવો એ મારું કામ. તમે જો રૂપિયા ૫૦ કાઢો તો હું ફરિયાદ માંડી વાળું."

પોલીસ જમાદારની વાત બંનેને ગળે ઊતરી ગઈ. રૂપિયા ૫૦ આપીને માંડવાળ કરવાનું બન્નેએ કબૂલ તો કર્યું, પણ રૂપિયા ૫૦ લાવવા ક્યાંથી? મહમ્મદ પાસેથી પાંચેક રૂપિયા નીકળ્યા, એના પેલા સાથી પાસેથી રૂપિયા ૧૫ નીકળ્યા. બધા મળીને રૂપિયા ૨૦ જ થયા. રૂપિયા ૩૦ નો ખાડો ક્યાંથી પૂરવો? ત્યાં કોઈ તેમને પૈસા ધીરે એમ ન હતું, તેમ કોઈ જામીન આપે એવું પણ ન હતું. મહમ્મદ તો પોતાની જાત ઉપર ક્યાંથીયે એટલી રકમ ભેગી કરી શકે તેમ ન હતું. એનાં માતાપિતાને એ વિષે ખબર આપવાની એની હિમ્મત શી રીતે ચાલે? બંને ખૂબ મૂંઝાયા. પણ આ મૂંઝવણમાંથી પણ રસ્તો કાઢી આપવા સારુ પેલો જમાદાર તો પાસે હતો જ. તે કહેઃ

"રૂપિયા ૫૦ વગર તો તમને અહીંથી છોડી ન જ શકાય. તમારી પાસેથી તો મેં ઘણી જ ઓછી રકમની માગણી કરી છે. એટલી રકમ તો તમારે આપવી જ જોઈએ. તમારી પાસે એટલી રકમ અહીં નથી એ હું જાણું છું, પણ તેનું કંઈ નહિ. તમારામાંથી એક જણ અહીં જામીન તરીકે રહે અને બીજો માણસ ઘેર જઈને એટલી રકમ લઈ આવે એટલે તરત નિકાલ આવી જશે."

મહમ્મદ તો રૂપિયા ૩૦ ની જોગવાઈ કેમે કરીને કરી શકે એમ નહોતું. એટલે એના સાથીએ મહમ્મદને જામીન તરીકે રહેવાનું કહી રૂપિયા ૩૦ લઈને તરત આવવાનું કબૂલ કર્યું. તેણે મહમ્મદને ખૂબ દિલાસો આપ્યો અને તે રૂપિયા લેવા માટે ગયો.

કહે છે કે અગત્સ્ય ઋષિના વાયદા કદી પૂરા નથી થયા. એ કથા ખરી હશે કે ખોટી તે તો કોણ જાણે, પણ મહમ્મદના

સાથીનો વાયદો આજ સુધી પૂરો નથી થયો એ વાત સાવ સાચી છે. આથી પોલીસ જમાદાર ઘણો જ ચીડાયો. તેણે મહમ્મદ ઉપર બધી જાતના પુરાવા એકઠા કરી ફરિયાદ માંડી દીધી અને હવે તો વાત જમાદારના હાથથી પણ ગઈ. મહમ્મદના પિતાને ખબર પડી. તે ગરીબ માણસ શું કરે? તેણે પોતાથી બનતું બધું કર્યું. પણ આખરે મહમ્મદને ૬ મહિનાની સખ્ત જેલની સજા થઈ તે થઈ. આજે મહમ્મદને જેલમાં પાંચ વરસ થયાં છે, પણ મહમ્મદને જ્યારે તેનાં માતાપિતા યાદ આવે છે ત્યારે આજે પણ તેની આંખમાં અશ્રુધારા વહેવા લાગે છે. હવે તો તેને તેનાં માતાપિતાના સમાચાર પણ નથી મળતા. કોને ખબર કે એ ડોસાડોસી દીકરાની આવી અવસ્થા જોઇને રીબાઈ રીબાઇને આ લોકને છોડી પરલોકમાં પ્રભુ પાસે ફરિયાદ કરવા ન પહોંચી ગયાં હોય!

મહમ્મદને ન્યાયાધીશે સજા ફરમાવી કે તેને તરતમાં તો મીરપુરખાસની જેલમાં લઈ જવામાં આવ્યો. ૧૭–૧૮ વરસની ઉંમરનો છોકરો મહમ્મદ, માતાપિતાનો લાડકવાયો, કદી દુઃખ જોયેલું નહિ, તેને જેલ જોઈને જ ત્રાસ છૂટયો. મીરપુરખાસની જેલનું દુઃખ સહન કરવા જેટલી તેનામાં સહનશકિતયે ન મળે. અને તે ભવિષ્યના વિચારે પણ દુઃખી થયો. તે ઘણો મૂંઝાતો અને ઘણી વખત તો એકલો બેસીને કલાકોના કલાકો રડતો. તેથી તેને કંઈક સાંત્વન મળતું ખરું, પણ કંઇ તેની મૂંઝવણ ઓછી થતી નહિ.

ભોગજોગે તે વખતે મીરપુરખાસની જેલમાં હૈદ્રાબાદની સેંટ્રલ જેલમાંથી સાત સાત વરસની કેદની સજા પામેલા ત્રણ કેદીઓને લાવવામાં આવેલા હતા. તેમના ઉપર કોઈ નવો કેસ ચાલતો હશે અને તેટલા સારુ તેમને હૈદ્રાબાદની જેલમાંથી ત્યાં લાવવામાં

આવ્યા હતા. મહમ્મદ હૃષ્ટપુષ્ટ અને બલિષ્ટ શરીરનો ખરો, અને જેલથી ત્રાસેલો પણ; એટલે પેલા કેદીઓ એને જોઈને આકર્ષાયા અને તેને આશ્વાસન પણ આપ્યું.

મધ્યાહ્નનો સમય હતો. બધા કેદીઓ ખાઈપીને તેમને આપવામાં આવેલું કામ કરતા હતા. મહમ્મદને દળવા ઘંટી આપેલી; નવા કેદીને ઘંટી આપવાનો રિવાજ હોય છે, પણ જેણે જિંદગીમાં કોઈ વખત પણ ઘંટીનો હાથો પકડેલો નહિ એવા મહમ્મદને દળવું એ કેટલું કઠણ લાગે ? આગલે દિવસે એણે બરાબર દસ કલાક મહેનત કરી ત્યારે પરાણે પાંચ શેર દળાયું હશે, જ્યારે નિયમ પ્રમાણે તો ૪૦ શેર દળવું જોઈએ. જમાદારે એને ગાળો અને ઉપદેશ આપી એનું કર્તવ્ય સમજાવેલું અને તેથી આજે એ પોતાની બધી શક્તિ ખરચીને કંઈક વધારે દળાય એવી મહેનત કરતો હતો. પણ બાવડાં થાકી ગયાં, હાથે ફોલ્લા પડયા અને ઊભા રહેવાની પણ પગમાં શક્તિ ન રહી. હજી તો માંડ ત્રણ શેર ચાર શેર જ દળાયું હશે. એક વખત એણે પોતાના શરીર તરફ અને પછી પોતાના કામ તરફ નજર કરી, એને જમાદારની ધમકી યાદ આવી, આંખે અંધારાં આવવા લાગ્યાં અને એ નીચે બેસી ગયો. આવી સ્થિતિમાં મહમ્મદ જેવા ઘેરથી પહેલવહેલા જ બહાર નીકળેલા છોકરાને સહેજે પોતાનાં માતાપિતા યાદ આવે. મહમ્મદ પોતાનાં માતા-પિતાને સંભારીને રડવા લાગ્યો. તેની આ સ્થિતિ જોઈ પેલા હૈદ્રાબાદવાળા લાંબી મુદતના કેદીઓમાંથી એકે આવી એને દિલાસો આપ્યો:

" ભાઈ, રડો છો શું ? એમ હિમ્મત હારે અહીં કામ ન આવે. તમે આમાં સપડાયા છો એટલે તમારે અહીં તો હવે હિમ્મત રાખીને જ દિવસ કાઢવા જોઈશે. તમે જરા પણ ગભરાશો નહિ. હું તમને તમારું કામ કરાવવા લાગીશ. "

"ના, ભાઈ ના. પેલો જમાદાર જાણે તો મારા તો ભોગ જ મેળવે. મારાથી થશે એટલી મહેનત કરી હું મારું કામ કરીશ અને જો કામ પૂરું નહિ થાય તો તે જે કહેશે તે સાંભળી લઈશ. પણ મારું કામ તમે કરી દીધું છે એ જો તે જાણે તો કોણ જાણે મને એ લોકો શું યે કરે."

"તમે જરા પણ ગભરાશો નહિ. જમાદાર તમારું નામ પણ નહિ દે. એને ખબર જ નહિ પડે અને પડશે તો પણ શું? અમે બધા તમારી સાથે છીએ ને?'

પેલો મિત્ર એને કામ કરાવવા લાગ્યો અને પરિણામે તે દિવસે ૧૫ શેર દળાયું. પાંચ શેરથી એકદમ પંદર શેર સુધી મહમ્મદ બીજે જ દિવસે પહોંચ્યો તેથી જમાદારને સંતોષ થયો ખરો, પણ તે મહમ્મદને બેચાર ગાળ સંભળાવવાનું અને ઉપદેશ આપવાનું ન ભૂલ્યો. પૂરું કામ ન થાય ત્યાં સુધી આ ક્રમ તો ચાલુ જ રાખવો જોઈએ એવી કદાચ તેની માન્યતા હશે!

સાંજનો જમવાનો વખત થયો. બધા જમવા બેઠા. તે વખતે પણ પેલો હૈદ્રાબાદવાળો કેદી મહમ્મદની સાથે બેઠો હતો. જૂના અને લાંબી મુદતની કેદના કેદીઓ હિમ્મતવાળા હોય છે. વાર્ડરો પણ તેમનાથી અમુક અંશે બીતા રહે છે. એટલે જોકે જેલનો નિયમ તો ખાતી વખતે પણ વાત ન કરી શકાય એવો હોય છે છતાં મહમ્મદ સાથે પેલા મિત્રે જેલના સુખદુઃખની વાતો કરવા માંડી. વાર્ડરે તે જોયું, પણ તે કંઈ બોલી શક્યો નહિ. આથી મહમ્મદને પણ હિમ્મત આવી. હૈદ્રાબાદવાળા પેલા કેદીએ જેલનાં દુઃખોનો પોતાની ભાષામાં એવો ચિતાર આપ્યો કે મહમ્મદ જેવો ગભરુ છોકરો તેથી ગભરાઈ ગયો. જેલનાં એ દુઃખોના વિચારે તેને ભવિષ્ય અંધકારમય લાગવા માંડ્યું અને

પોતાની નિરાશા વ્યક્ત કરવા સારુ તેની પાસે આંસુ પાડવા સિવાય બીજો રસ્તો ન હતો એટલે તે રડવા લાગ્યો.

તેને આ પ્રમાણે રડતો જોઈ પેલાઓએ તેને ફરી હિમ્મત આપી અને કહ્યું: "જો તમે હિમ્મત રાખો અને અમારી સાથે ભળી જાઓ તો આમાંથી છૂટવાનો રસ્તો આપણે કાઢી શકીશું. અને તે પણ અમે અહીં એકબે દિવસ છીએ તેટલામાં જ આપણે કરી લેવું જોઈશે; હૈદ્રાબાદ પહોંચ્યા પછી તો ત્યાંથી છૂટવાનો કોઈ પણ રસ્તો નહિ મળે. અને તમને પણ અહીંથી હૈદ્રાબાદ જ લઈ જવામાં આવશે. માટે એ બાબતનો પૂરો વિચાર કરી લેજો અને તમને ઠીક લાગે ત્યારે મને જવાબ આપજો."

દુઃખમાંથી નાસી છૂટવાની વૃત્તિ સ્વાભાવિક છે, અને ખાસ કરીને જ્યારે માતાપિતાના પ્રેમનું આકર્ષણ હોય ત્યારે માણસ ગમે તેવું કષ્ટ વેઠીને પણ પોતાનો આવી સ્થિતિમાંથી છૂટકારો ઇચ્છે. તેમાં મહમ્મદને તો કશો અનુભવ ન મળે. પાછા પકડાવાથી વધારે સજા થશે એની પણ એને બીચારાને કલ્પના નહિ એટલે એણે દુઃખમાંથી નાસી છૂટવાનો નિર્ણય જ કર્યો, અને તે જ નિર્ણય તેને માટે સ્વાભાવિક હતો.

કેદીઓને જેલમાં સવારમાં જુવારના લોટની કાંજી આપવામાં આવે છે. તે વખતે વાર્ડરો હોય છે પણ એટલા બધા સચેત નથી હોતા અને નાની જેલોમાં તો એક બે માણસ જ રહે એટલે તે સમય નાસવા માટે અનુકૂળ સમજી પેલા કેદીઓએ પોતાની યોજના ઘડી કાઢી હતી. કાંજી આપનાર સાથે એક વાર્ડર રહે છે તેની નજર ચૂકવી શકાય તો નાસી છૂટવું સહેલું થઈ પડે એમ તેમણે ધારેલું, અને તે પ્રમાણે તેમણે મહમ્મદને સમજાવ્યું: કાંજીવાળા સાથે જે વાર્ડર આવે તેના ઉપર મહમ્મદે ઓચિંતા ફલંગ મારી કૂદી પડવું અને તેને પકડી રાખવો. એટલે

પેલા બધા બહાર નીકળી જશે. પાછળથી મહમ્મદે પણ દોડીને તેમની સાથે ભળી જવું—એમ નક્કી થયું હતું.

બીજા દિવસે બધું જ સંકેત પ્રમાણે બરાબર પાર ઊતર્યું. પણ મહમ્મદના પેલા સાથીઓ નીકળી ગયા પછી જેવો મહમ્મદ બહાર દોડી જવા જાય છે તેવો જ તેના નસીબે તેના માથા ઉપર એક ફટકો પડયો અને તે બેહોશ થઈ ગયો. જ્યારે એને હોશ આવ્યો ત્યારે તે જેલની એક ઓરડીમાં હાથકડીઓ અને બેડીમાં જકડાઇને પડેલો હતો. અણધારી રીતે બીજા વાર્ડરના આવી પહોંચવાથી મહમ્મદની નાસી જઇને પોતાનાં વૃદ્ધ માવતરને મળવાની બધી આશા ફોગટ થઈ ચૂકી હતી. હવે તેને સારુ રડવાનું કે કાળજું કઠણ કરીને જે દુઃખ પડે તે સહન કરવાનું જ બાકી હતું.

નાસવાના પ્રયત્ન સારુ મહમ્મદને મેજિસ્ટ્રેટ પાસે ખડો કરવામાં આવ્યો અને મેજિસ્ટ્રેટે તેની ઉમરનો અને પહેલી જ વખતની જેલનો વિચાર કરીને માત્ર છ મહિનાની વધારાની જેલની સજા કરી. એટલે હવે મહમ્મદને બાર મહિનાની પૂરી સજા ભોગવવાની થઈ. અને આ પછી તેને તરત જ હૈદ્રાબાદ સેંટ્રલ જેલમાં લઇ જવામાં આવ્યો.

## ૪

# બીડીનો વેપાર

હૈદ્રાબાદ સેંટ્રલ જેલનાં દર્શન મહમ્મદને પહેલવહેલાં થયાં ત્યારે ત્યાંની સ્વચ્છતા, વ્યવસ્થા જોઈ તે બીચારો તો ચકિત જ થઇ ગયો. બધા રસ્તાઓ વાળીને સાફ કરેલા, ક્યાંયે કચરો ન મળે, કેદીઓને રહેવાની ઓરડીઓ અને મોટા ઓરડાઓ પણ ઘણા જ સાફ અને સર્વત્ર શાંતિ. જેલમાં આવીને પક્ષીઓ પણ ત્યાંના એ કરુણ વાતાવરણમાં પોતાનો કિલકિલાટ અને કલરવ ભૂલી જતાં હોય એમ તેને લાગ્યું. આ પ્રથમ દર્શને જ મહમ્મદનો આત્મા આટલી સફાઇ અને શાંતિ હોવા છતાં ગૂંગળાવા લાગ્યો. એને કંઈ સમજણ જ ન પડે, બધું નવુંનવું લાગે અને જાણે હૃદય હમણાં બંધ થઈ જશે, એવી કંઈ અકલ્પિત બીક પણ તેને લાગવા માંડી. મહમ્મદ ખૂબ મુંઝાવા લાગ્યો. તેને આ શાંતિનો ભંગ કરવા સારુ કોઈ માણસની જરૂર હતી. તે કોઈની સાથે વાત કરવા તલસતો હતો. જેલના કરુણ વાતાવરણનો જે ભાર તેના મગજ ઉપર પડયો તે દૂર કરવા તેને કોઈનો સહવાસ અને તેની સાથે કંઈ વાત કરવાની જરૂર હતી. પણ તેણે મીરપુર જેલમાંથી નાસવાનો પ્રયત્ન કર્યો હતો એટલે એને અહીં પણ એક જુદી કોટડી આપવામાં આવી હતી, અને તેને કામ પણ ત્યાં જ આપવામાં આવ્યું હતું. જે ભાગમાં તેને કામ સોંપવામાં આવેલું તે ભાગમાં બીજા કેદીઓ હતા ખરા, પણ તે બધા પોતાના કામમાં લાગેલા અને મહમ્મદ વિષે હજી કોઈને બરાબર જાણ

નહિ થયેલી એટલે એની પાસે કોણ આવે ? અને મહમ્મદની પોતાની હિમ્મત તો તેમની પાસે જવા જેટલી શી રીતે ચાલે ?

*　　　*　　　*

જેલમાં પણ દાદાઓ હોય છે. જેમ આપણાં શહેરોમાં આપણે જોઈએ છીએ કે પોલીસ પણ દાદાઓની દાદાગીરીથી બીએ છે, તેમ જેલના વાર્ડરો પણ જેલના દાદાઓથી અમુક અંશે બીએ છે. અધિકારીઓને કોઈ કોઈ વખત એવા દાદાઓનો ઘણો ખપ પડે છે અને તેથી એવા થોડાઘણા દાદાઓને બીકથી કે લાલચથી જરૂર પડે ત્યારે વશ કરી તેમનો સહકાર મેળવી અધિકારીઓ જેલને સુરક્ષિત માને છે. એવા દાદાઓ કામ થોડું કરે, બીજાની પાસે પોતાનું કામ ખાનગી રીતે કરાવી લે, અને કોઈ કેદી નબળો પણ પોતાના કોઇપણ સંબંધી કે મિત્ર પાસેથી છૂપી રીતે પૈસા મેળવી શકે એવો હોય તો તેનો ઉપયોગ કરે છે. એટલે સ્વાભાવિક રીતે જ નવો કેદી આવે કે તેની પહેલી ભાળ આવા લોકોમાંથી કોઈ લે છે. અબ્દુલ નામનો આવો જ એક કેદી મહમ્મદને રાખવામાં આવેલા ભાગમાં હતો. તેણે મહમ્મદ સાથે સૌથી પહેલાં વાતચીત કરવાનો વિચાર કર્યો. કારણકે જો આ નવો કેદી એના બીજા કોઇ હરીફની અસર તળે આવી જાય તો પછી એનો કશો લાભ એને ન મળે. મહમ્મદે એક વખત ભાગી જવાનો પ્રયત્ન કર્યો હતો એટલે અબ્દુલના મનમાં જેમ બીજા કેદીઓ પ્રત્યે ઓછોવત્તો પણ તિરસ્કારનો ભાવ રહેતો તેમ તેના તરફ નહોતું. મહમ્મદને મળવા માટે તે એક પ્રકારે ઉત્સુક પણ હતો, કારણ ૧૮ વરસની નાની ઉંમરનો કેદી જેલમાંથી ભાગી જવાની કોશીશ કરે એ તેની અસાધારણ બહાદુરીનું લક્ષણ તો ખરું જ ને ?

મહમ્મદ અબ્દુલને પોતાની પાસે આવેલો જોઈને ઘણો રાજી થયો, તેને લાગ્યું કે હવે તે પોતાના મનનો ભાર હળવો કરી શકશે.

પણ અબ્દુલે તો આવતાં જ પૂછ્યું: "ભાઇ, ક્યાંથી આવેલ છો? કયા ગુના માટે તમને અહીં લાવવામાં આવ્યા છે?"

મહમ્મદે પહેલા પ્રશ્નનો જવાબ તો સહેલાઇથી આપ્યો, પણ બીજો પ્રશ્ન વિકટ હતો. ચોરીના ગુના માટે તેને સજા થયેલી પણ તેણે પોતે ચોરી કરેલી નહિ. એટલે એ શી રીતે તે પ્રશ્નનો જવાબ સહેલાઇથી આપી શકે? અને પોતાનો બધો જ કેસ રજૂ કરવા જેટલી તો તેની હિમ્મત ન મળે ને તેટલો સમય પણ ન હતો. પણ પહેલા પ્રશ્નનો જવાબ મળતાં જ અબ્દુલે પોતે જ મહમ્મદ શું ગુનો કરી ત્યાં આવ્યો હશે તેનું અનુમાન કરી ફરી પૂછ્યું: "કોઇ ખૂનના મામલામાં સજા થઈ કે કોઈ માશુકના મામલામાં મારામારીમાં?"

મહમ્મદે આ ગુનાઓનો ઇન્કાર કર્યો. અબ્દુલે પૂછ્યું: "તો શું ખોટી નોટો કે રૂપિયા બનાવવાનો ગુનો હતો? જો ભાઈ, એ કામ તમારું હોય તો ગભરાતા નહિ." આટલું કહી અબ્દુલ મહમ્મદના કાન પાસે જઈ કહેવા લાગ્યો: "જાણો છો અહીં પણ ખોટા સિક્કા તો બને છે. રૂપિયા, અરધા, પાવલીઓ અને બે-આનીઓ. જો તમે એ કામમાં ઉસ્તાદ હશો તો તો અહીં તમારે સારુ ઘીકેળાં છે ઘીકેળાં!"

મહમ્મદ તો આ સાંભળીને દંગ જ થઈ ગયો. હવે તો અબ્દુલ સાથે વાત કરવા જેટલી પણ તેની હિમ્મત ચાલે તેમ ન હતું. તે મનમાં સમજ્યો: આ કોઈ ખરો અને પાકો ગુનેગાર હોવો જોઈએ અને અહીં એ એકલો નથી. એના જેવા ગુનેગારો અહીં ઘણા હશે કે જેમને પોતાના ગુના સારુ કંઈ પશ્ચાત્તાપ નથી થતો, પણ તેમાં તેઓ અભિમાન સમજે છે. મહમ્મદની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ પડી. તેને વાત કરવા સારુ કોઈ માણસની સોબતની જરૂર હતી અને અબ્દુલ તો ગુનાઓની

આવી મોટી મોટી વાતો જ કરતો હતો અને તેમાં મહમ્મદને જરાયે રસ પડતો નહિ, તેને તો આવી વાતો સાંભળી ડર લાગતો હતો.

અબ્દુલે મહમ્મદ સાથે ઘણી વાતો કરી. અબ્દુલે તેને જતાં જતાં કહ્યું: "ભાઈ, આજથી આપણે દોસ્ત થયા. હું તારી મદદે ઊભો રહીશ, તું મને મદદ કરજે. આ વાૅર્ડરો તો મારું નામ પણ દેતા નથી અને હું કહું છું કે હવે તેઓ તારા તરફ પણ આંગળી નહિ ચિંધે. તારાથી થાય તેટલું કામ કરજે, બાકીના કામની કશી ચિંતા ન કરતો. જમાદાર પણ તને કામ બાબત કંઈ પૂછશે નહિ."

આમ અબ્દુલ તો મહમ્મદને અભયવચન આપીને ચાલ્યો ગયો, પણ તેની દશા તો વિચિત્ર થઈ પડી. પોતે ગુનેગાર નહોતો, અને આવા ટેવાઈ ગયેલા ગુનેગારોનો એને પહેલાં કદી પરિચય પણ નહિ; અને ચોર, લૂંટારુ અને એવા બીજા ગુનેગારોની ક્રૂરતા વિષે એણે સાંભળેલું ઘણું એટલે એના મનમાં સંશય પેઠો. સાંજે 'ગિનતી'ની પરેડ થઈ. બધા કેદીઓને તેમની ઝડતી લેવા સારુ એક લંગોટીભેર એકસાથે ઊભા કરવામાં આવ્યા હતા અને તેમને તપાસી લીધા પછી ગણી લેવામાં આવતા હતા, તે વખતે તેણે અનેકરંગી મુખો ત્યાં જોયાં અને તેણે બધાને વિષે પોતાની રીતે કલ્પના બાંધવા માંડી.

તેને નાના પ્રકારના વિચારો આવ્યા: 'આ લોકોની સોબતમાં કેમ રહેવાશે ? જેલનાં અનેક કષ્ટો કેમ સહેવાશે ?' એવા વિચારોથી તે મૂંઝાઈ ગયો પણ કરે શું ? સોબત વગર રહેવું તેને માટે અશક્ય હતું અને જેલમાં અબ્દુલ જેવા માણસ સિવાય બીજા કોની સોબત મળે ? એટલે એને અબ્દુલની મિત્રતા કરે જ છૂટકો હતો. તે ચક્કરમાં રહેનારા બીજા કેદીઓ બધા હિમ્મત વગરના હતા, તેમના ઉપર પણ અબ્દુલનો રૂઆબ ચાલતો હતો તે પણ મહમ્મદે જોયું હતું. અધિકારીઓની એના ઉપર કૃપા હોવાનું પણ એને કંઈક સમજાયું. બધા વાૅર્ડરો ઉપર એની ધાક હતી એવું એણે અનુભવ્યું.

આ બધું હોવા છતાં અબ્દુલનો વ્યવહાર એને ગમતો ન હતો. કેદી વાર્ડરો તો બધા અબ્દુલના દોસ્ત હતા અને અબ્દુલ તેમની પાસેથી પોતાનાં બધાં કામ હમેશાં લેતો અને તેથી તે પણ તેમનું કામ કરવા જેવું હોય કે ન કરવા જેવું હોય તો પણ બધું કરી દેતો. પણ અહીં કેદીવાર્ડરોનું થોડું વર્ણન આપવાની જરૂર છે. એ વર્ગ વિના જેલનું બધું જ કામ અટકી પડે અને જેલનો બંદોબસ્ત અસંભવ થઈ પડે, એવી એ વાર્ડરોની મહત્તા છે. અધિકારીઓ એ સમજે છે અને એ વર્ગ દ્વારા આખી જેલનો—પછી તે મોટી હોય કે નાની—બંદોબસ્ત જાળવે છે.

કેદીવાર્ડરો ઘણે ભાગે લાંબી મુદતની કેદના કેદીઓ હોય છે. તેઓ કેદમાં ઘણા દિવસ રહી ઘડાયલા હોય છે. તેમને જેલના નિયમો અને તેનો ભંગ કેમ થાય તે વિષેનું પૂરતું જ્ઞાન હોય છે. અને જૂના કેદી હોવાને કારણે કેદીઓમાં તેમનો કંઈ મોભો (સારો કે ખોટો) બંધાયેલો હોય છે. જ્યારે સુપરિન્ટેન્ડેન્ટની દૃષ્ટિએ કેદીની ચાલચલગત ઘણી સારી (!) હોય ત્યારે તે તેને પહેલાં કચ્ચો વાર્ડર કરે છે. કચ્ચો વાર્ડર એટલે તેને કેદીઓ સાથે બેરેકમાં સુવાડવામાં આવે પણ તે બધા કેદીઓનો ઉપરી ગણાય. રાત્રે એણે બધાની હાજરી બરાબર બોલવી જોઈએ અને કેદીઓ ઉપર દેખરેખ રાખવી જોઈએ. કેદીની ભૂલ થઇ હોય તો તેની ફરિયાદ તેણે પોતાના વાર્ડરને એટલે તેના ઉપરીને કરવી જોઇએ. તેને આ સેવાના બદલામાં મહિને ચાર આના કે એવું મહેનતાણું આપવામાં આવે છે અને એ સિવાય પોતાના ભાઇબંધ કેદીઓથી તે થોડી છૂટ વધારે ભોગવે છે. સુપરિન્ટેન્ડન્ટ જ્યારે ધારે ત્યારે એને પાછો સાધારણ કેદી બનાવી શકે અને તેમ કરવામાં તેને વિચાર કરવાની જરા પણ જરૂર નથી હોતી.

કચ્ચા વાર્ડર તરીકે જ્યારે કેદી સારી કામગીરી બજાવે અને એને વિષે સુપરિન્ટેન્ડન્ટને સંતોષ (!) થાય ત્યારે એને પાકો વાર્ડર

બનાવવામાં આવે છે. સુપરિન્ટેન્ડન્ટને કેવી કામગીરીથી સંતોષ થાય એ વિષે અહીં ચર્ચા કરવાની જરૂર નથી. પાકા કેદી વાર્ડરને વધારે અધિકાર હોય છે. તેને બેરેકમાં પૂરવામાં નથી આવતો, તેને રાતના બહાર રહીને પહેરો ભરવાનો હોય છે. તેને માસિક આઠ આના મહેનતાણાના મળે છે, તેને ખાવાને ઘઉંની રોટલી આપવામાં આવે છે, અને કેદી પ્રત્યેના વ્યવહારમાં લગભગ તેને જેલના પોલીસવાર્ડરના જેટલા જ અધિકાર હોય છે. એના પર પણ પેલા પોલીસવાર્ડરની દેખરેખ તો રહે છે જ, પણ એ દેખરેખ નામની જ હોય છે. આ કેદીવાર્ડરોને કામ કરવાનું નથી હોતું પણ તેમણે કેદીઓ પાસેથી કામ લેવાનું હોય છે. જેલનો નિયમ કેદીને મારવા કરવાનો નથી છતાં આ લોકો પોતાના દંડુકાનો ઘણી વખત ઉપયોગ કરી કેદીઓ પાસે કામ લે છે અને અધિકારીઓને સંતોષવાનો પ્રયત્ન કરે છે. કેદી તેમની સામે ફરિયાદ નથી કરી શકતો અને કોઈ કરે છે તો તેની વાતનો કોઈ વિશ્વાસ નથી કરતું! ખરી વાત તો એ છે કે જેલના નિયમો જ એવા છે કે તે બધાનું પાલન કરવું એ લગભગ અશક્ય છે, અને તેથી જે માણસ પોતાના કેદીવાર્ડરની સામે થાય તેના બીચારાના તો ભોગ જ મળી જાય છે. દિવસમાં બબ્બે ત્રણ ત્રણ ગુનાને સારુ તેને સુપરિન્ટેન્ડન્ટ પાસે રજૂ કરવામાં આવે છે અને સુપરિન્ટેન્ડન્ટ તો તેની પાસે કેદી રજૂ થયો એટલે તેને સજા કરે જ. આ રીતે આ વર્ગ જેલના અધિકારમાં એટલો બધો સત્તાશાળી છે કે એની જેના ઉપર કૃપા થાય તે ત્યાં ઘીદૂધ પણ ખાઇને મોજ કરે અને જેના ઉપર એમનો ક્રોધ ઊતરે તેને તેઓ એવી સ્થિતિમાં મૂકી શકે કે તેને જીવવું એ જ ભારે લાગે. આ સ્થિતિ હોવા છતાં જેલમાં આત્મહત્યા નથી થતી તેનું કારણ જેલમાં આત્મહત્યા કરવાનું સાધન મેળવવું મુશ્કેલ છે અને સાધારણ કોટિના મનુષ્યો બીચારા પરિસ્થિતિને વશ થઈને માન–અપમાન બધું સહન કરે છે, અને ઘણી વખત

ન કરવાનાં કામ પણ પોતાના વાર્ડરને રાજી રાખવા કરે છે અને પોતાની માણુસાઈ એ રીતે હણાવા દે છે.

વ્યસન એ માણુસનો મોટો શત્રુ છે, પણ જેલમાં તો તે ભયંકર શત્રુનું કામ કરે છે. એક બીડી જેવી વસ્તુની તલપ માટે ઘણા સારા દેખાતા માણુસો તેમનાથી કેટલાયે હલકા માણુસો પાસે કરગરતા ત્યાં જોવામાં આવ્યા છે. મહમ્મદ એક બ્રાહ્મણુની વાત હમેશાં કહેતો. સારા કુટુંબના હોવાનો તેમનો દાવો. કોઈ વિશ્વાસઘાતના અપરાધમાં તેમને એક વરસની સજા થયેલી. બહાર હતા ત્યારે કદી નહાયા વગર એ પાણી ન પીતા અને બધા વિધિનિષેધોનું પાલન કરતા! પણ એક બીડીનું વ્યસન એમને લાગેલું, અને તેથી જેલમાં આવ્યા પછી મુસલમાન અને ઢેડભંગીની પીધેલી બીડીની પણ એકાદ ફુંક એમને મળી જાય તેટલા સારુ તે તલસતા. એમની તો બહુ કરુણ કહાણી છે. શરૂઆતમાં જ્યારે જેલમાં ગયા ત્યારે અબ્દુલ જેવા જેલના કોઈ દાદાએ એમને પોતાના હાથમાં લીધા અને એમની પાસેથી એમને ઘેરથી પૈસા મંગાવવા સારુ એક ચીઠી પણ લખાવી લીધી. એમણે રૂપિયા પચીસની ચીઠી લખી આપી હતી અને ઘેરથી એટલી રકમ લેવા આવનારને બરાબર ગણી આપવામાં આવી હતી. પણ જેલના કેટલાક ખાનગી નિયમો હોય છે તે નિયમોને અનુસરીને એમાંથી અડધી રકમ જ અંદર પહોંચવા પામી. રૂપિયા સાડાબાર એ ભાઈને મળ્યા. આ સાડાબાર રૂપિયામાંથી અઢી તો જેમણે ચીઠી લખાવેલી તેમની દલાલીના, એટલે એ ભાઈ પાસે રૂપિયા દસની નોટ જ બાકી રહી. અને એ નોટ વટાવે નહિ તો એનો કશો ઉપયોગ નહિ. કોની પાસે વટાવે એ સવાલ ઊભો થયો. એમણે પોતાના એક ચાલાક સાથીને એ કામ સોંપ્યું, તેણે રૂપિયા વટાવીને માત્ર પાંચ રૂપિયા એ ભાઇને આપ્યા. એમણે બીજા રૂપિયાની માગણી કરી એટલે પેલા ભાઈએ ફરિયાદ કરવાનો દમ દીધો અને વાત દબાઈ ગઈ. પણ આ હાથમાં આવેલા પાંચ રૂપિયા પણ એમના નસીબમાં નહોતા. એ

ભાઈએ બે આનાની આઠ બીડી ખરીદી અને ચાર રૂપિયા ને ચૌદ આના ક્યાં મૂકવા તેનો વિચાર કર્યો. જેલમાં રૂપિયા અંગ ઉપર તો રાખી શકાય જ નહિ. દહાડામાં ચારચાર વખત નાગા કરીને જ્યાં ઝડતી લેવાતી હોય ત્યાં એ રકમ પાસે તો કેમ જ રાખી શકાય? અને કોટડીમાં કે બેરેકમાં પૂરતા પહેલાં તો બધાં કપડાંની અને શરીરની બધી જ ઝડતી આપવી પડે છે. એટલે મોટે ભાગે જે લોકો પૈસા રાખે છે તેઓ તેને બહાર કમ્પાઉંડમાં કોઈ ન દેખે તેવી રીતે જમીનમાં દાટી રાખે છે. જેલની જમીન જો ખોદી જોવામાં આવે તો સાચે જ તે વસુંધરા છે એની ખાતરી થયા વગર નહિ રહે. થોડે થોડે આંતરેથી તમને જરૂર પૈસા, રૂપિયા કે એવી રકમો તેમાંથી મળવાની. પણ એ પૈસા એવી ખૂબીથી દાટવામાં આવે છે કે એની કોઇને ખબર પડતી નથી. આપણા આ બ્રાહ્મણ ભાઇને પણ એ જ રસ્તો સૂઝયો અથવા કોઈએ દેખાડયો. સાંજે બેરેકમાં તેને પૂરે તે પહેલાં તો તેમણે એ પૈસાની વ્યવસ્થા કરી લેવી જોઈએ, એટલે તેમણે એકાંત જોઇ એ પૈસા એક જગ્યા પર એક નિશાન રાખી દાટી દીધા, અને પેલી આઠ બીડીઓમાંથી એક બીડી પીધી ને તે વખતે તો છૂટકારાનો દમ ખેંચ્યો. પણ નસીબના બહુ બળિયા તેમ આવડત પણ ઓછી, એટલે જ્યારે એમને બેરેકમાં પૂરવા સારુ ઝડતી લેવામાં આવી ત્યારે એમની લંગોટીને એક છેડેથી પેલી બાકી રહેલી સાત બીડીઓ નીકળી પડી. બસ થઈ ચૂકયું, વાર્ડરને તો એક ગુનો હાથ લાગ્યો. તેણે બીડીઓ જપ્ત કરી અને જમાદારને ફરિયાદ કરી. જમાદારે એને બીજે દિવસે સવારે સુપરિન્ટેન્ડન્ટ પાસે રજૂ કરવાનો હુકમ કર્યો. સવારે બેરેક ઊઘડી અને જંગલપાણીની પરેડ પૂરી થયા પછી એમને સુપરિન્ટેન્ડન્ટ પાસે રજૂ કરવામાં આવ્યા. એમને ત્રણ દિવસની મીઠાની કાંજીની સજા થઈ. 'ઠીક છૂટયા' એમ એ ભાઇના મનને થયું હશે. પણ જ્યારે ફરી બીડીની તલપ લાગી ત્યારે એમણે પોતાના દાટેલા પૈસા તરફ નજર દોડાવી અને ત્યાં જઈ જોયું તો પૈસા

પણ ન મળે. એ પૈસા દાટતા હતા તે વખતે એમના કોઈ મિત્રે એ જોયું હતું અને પોતાનો લાગ જોઈ તેણે એ પૈસા કાઢી લીધા હતા.

એમની આ વખતે જે દશા થઇ હશે એનો તો તમે જ વિચાર કરી લો. એમની નિરાશાનો પાર ન હતો. તે દિવસે એમણે પોતાના એક સાથી મુસલમાનની પીધેલી બીડીની ફુંકો મારી પોતાનું જાતિઅભિમાન વહેતું મૂકયું.

પણ ત્રણ દિવસ મીઠાની કાંજી પીવી એ એમને માફક ન આવ્યું અને ઝાડા થઈ ગયા અને તેમાંથી મરડો થયો એટલે હૉસ્પિટલમાં લઈ જવામાં આવ્યા. ત્યાં એમને દૂધ આપવામાં આવતું હતું, પણ બીડીની તલપ તો એમને સતાવતી જ રહી. એટલે એમણે દૂધ આપીને બીડી લેવાનું કર્યું. એક શેર દૂધના બદલામાં એમને એક બીડી મળતી. એટલું દૂધ આપીને પણ એ એક બીડી મેળવતા અને પોતે ગમે ત્યાંથી કોઈની પાસેથી પણ મેળવીને મરડો હોવા છતાં જુવાર બાજરીના રોટલા ખાતા. આને સારુ એકબે વખત એમને સજા પણ થઈ, પણ પેલી તલપ ન છૂટી. એ કંઈક આયુષ્યના બળિયા ખરા. ધીરે ધીરે દવાને જોરે કે એમના આયુષ્યના બળે એ સાજા થઈ ગયા. મહમ્મદ જે વાર્ડમાં હતો ત્યાં જ એમને રાખવામાં આવેલા એટલે મહમ્મદની એમની સાથે પણ ઓળખાણ થઈ. પછી તો એ ભાઈ પણ ત્યાંની ચોરીમાં ધીરે ધીરે પાવરધા થઈ ગયા અને દિવસોના સહવાસથી તેમના કેટલાક મિત્રો પણ થયા, જેથી તેમનું નભતું. મહમ્મદ પણ કેટલીક વખત તેમની બીડીઓ કે પૈસા રાખીને તેમને મદદ કરતો અને તેમ કરવામાં કેટલીક વખત એને સજા પણ ભોગવવી પડેલી. પણ એ બહાદુર હતો. એણે અબ્દુલ અને બીજાઓના સહવાસથી જેલ વિષેનું કેટલુંક જ્ઞાન મેળવ્યું અને કેદીઓમાં ધીરે ધીરે એ વિશિષ્ટ સ્થાન ભોગવતો થયો. એ ઉંમરે નાનો હતો, પણ

હિમ્મતે મરદ હતો. એ જેલના ઉઘાડા અને ખાનગી નિયમોના જ્ઞાનમાં અધૂરો હતો, પણ સહન કરવામાં અને જરૂર પડે તો કોઈની પણ પરવા કર્યા વિના લડવામાં શૂરો હતો. એટલે થોડા દિવસમાં જ બધા દાદાઓ એનું સન્માન જાળવતા અને અબ્દુલની 'પારટી'માં તો એને સારું માન મળતું. પેલા બ્રાહ્મણ ભાઈના દૃષ્ટાંતથી બીડીની તલપ માણસને કેટલો હલકો કરી મૂકે છે તેનું ભાન મહમ્મદને થયું હતું અને તેથી એના બધા સાથીઓ બીડીઓ પીનારા હોવા છતાં એ તેમાંથી બચી ગયો હતો. પણ બીડી એ જેલના જીવનમાં કેટલો મોટો ભાગ ભજવે છે એનું એને સંપૂર્ણ જ્ઞાન હતું. કેટલાક ચાલાક કેદીઓ પોતાની દાદાગીરીથી એમાંથી મોટી કમાણી કરે છે એવું પણ એણે સાંભળેલું; પરંતુ જેલની એ કમાણીનો પૈસો જેલમાંથી બહાર ભાગ્યે જ જતો હશે. છતાં કોઈ એક જણ હજારેક રૂપિયા એકઠા કરીને લઈ ગયાનો દાખલો કેદીઓમાં હમેશાં ચર્ચાતો અને તે તેણે સાંભળેલો.

# ૫

## હુલ્લડ

આમ મહમ્મદને જેલમાં લગભગ ૭ મહિના થઈ ગયા હશે. એ દરમિયાન એને જેલની ઝીણી ઝીણી અનેક કનડગતો ભોગવવી પડી અને એ ઘણા બદમાશો તેમ જ ભલા પણ અક્કડ માણસોના પ્રસંગોમાં પણ આવ્યો. પરિણામે એ પણ અક્કડ બન્યો. જેલના નરમ, અને દુઃખોથી દબાઈ જાય એવા પામર (!) વર્ગ પ્રત્યે થોડો ઘણો તિરસ્કાર પણ એના હૃદયમાં ઉત્પન્ન થયો. આ વર્ગ બહુ મોટો હોય છે. મહમ્મદને કોઈ કોઈ વખતે એમના પ્રત્યે દયાની લાગણી થતી અને કેટલાકને એ મદદ પણ કરતો; પણ એ વર્ગમાંથી કોઈ એનો મિત્ર થઈ શકતો નહિ. એમને એ પોતાનાથી ઊતરતી કોટિના માણસો ગણતો; પણ જે વર્ગ જેલમાં પોતાની દાદાગીરીથી અને અક્કડાઈથી માન મેળવે છે અને અધિકારીઓ પણ જે વર્ગથી થોડેઘણે અંશે બીએ છે તે વર્ગમાં એ ભળી ગયો અને એથી એની કનડગત ઘણી ઓછી થઈ ગઈ. પણ તેથીયે કંઈ જેલમાં શાંતિથી રહી શકાય છે? આ વર્ગમાં પણ બે પક્ષો પડી ગયેલા હતા. એક અબ્દુલનો પક્ષ અને બીજો કરીમનો. મહમ્મદ અબ્દુલના પક્ષમાં હતો, અને જ્યારે જ્યારે એ બે પક્ષ વચ્ચે કંઈ તકરાર થાય ત્યારે અબ્દુલના પક્ષના માણસો એક થઈને સામા પક્ષના માણસો સામે લડતા. હજી સુધી એને ઉઘાડું સ્વરૂપ નહોતું મળ્યું. અંદરઅંદર જ એ બે પક્ષો વચ્ચે દ્વેષ અને વેરનો અગ્નિ સળગ્યા કરતો હતો અને હવે ભડકો થવાની તૈયારી હતી. એક દિવસે મહમ્મદને ખબર મળી કે આવતા રવિવારે તેણે તૈયાર થઈને

ભાષણમાં આવવું. ભાષણમાં જેલના બધા કેદીઓ, રાજદ્વારી સિવાયના, એક સ્થળે મળી શકે છે, અને અહીં જ બધાના હિસાબ બધા એકસાથે ચૂકવી લે છે. મહમ્મદને આ ખબર મળ્યા એટલે પોતાના પક્ષના આગેવાન પ્રત્યેની નિષ્ઠાને લીધે એણે પણ ત્યાં તૈયારી કરીને જ જવું જોઈતું હતું.

રવિવારનો દિવસ આવી પહોંચ્યો. સવારના આઠ વાગે ભાષણમાં ધીરે ધીરે કેદીઓની 'પારટીઓ' આવવા માંડી. ભાષણ-કર્તા આવે તે પહેલાં લગભગ બધા જ કેદીઓ જેટલા આવી શકે એમ હતા તેટલા ત્યાં આવીને બેઠા. ભાષણકર્તા આવવાની તૈયારીમાં જ હશે, એટલામાં એક ખૂણામાંથી અબ્દુલ અને કરીમ વચ્ચે જામી, અને જોતજોતામાં તો બન્ને પક્ષના માણસો એક બીજા સાથે લડવામાં ભળી ગયા. કેદી વાડ઼ૅરામાંથી પણ કેટલાક એક પક્ષના હતા તો કેટલાક બીજા પક્ષના, એટલે તેમાં પણ જામી. કેટલાકનાં માથાં ફૂટયાં, કેટલાકને હાથમાં વાગ્યું, તો કેટલાકને પગમાં વાગ્યું. અધિકારીઓને ખબર પડી, અને તેઓ આવ્યા, તેમણે હુલ્લડનું રૂપ જોયું અને 'એલાર્મ બેલ' વાગ્યો. બધા પોલીસો એકઠા થયા અને બહુ મુશ્કેલીએ આ હુલ્લડને દાબી શક્યા. હુલ્લડમાં જેટલાને વાગ્યું હતું તેટલાને હૉસ્પિટલમાં મોકલી આપવામાં આવ્યા અને જેમને વાગ્યું ન હતું પરંતુ જેમણે હુલ્લડમાં સીધો ભાગ લીધેલો તેવાને જુદી ઓરડીઓમાં પૂરી દેવામાં આવ્યા. મહમ્મદને થોડું વાગેલું એટલે એને દવા સારુ દવાખાને મોકલ્યો. અબ્દુલને કશી ઇજા થયેલી નહિ, એટલે એને એક જુદી ઓરડીમાં પૂરી દેવામાં આવ્યો. કરીમને સખ્ત ઇજા થયેલી અને તેની સારવાર દવાખાનામાં થવા માંડી.

હુલ્લડ જ્યારે પૂરેપૂરું શાંત થયું ત્યારે સુપરિન્ટેન્ડન્ટે હુલ્લડને સારુ જે લોકો જવાબદાર હતા તેમને એક પછી એક એમ પોતાની પાસે બોલાવ્યા અને તેમની ઉલટતપાસ કરી દરેકને કંઈ ને કંઈ

સજા કરી. મહમ્મદને પણ આમાં સાત દિવસની બંધ કોટડીની સજા થઈ. અબ્દુલને અંધારી કોટડીની સજા કરવામાં આવી, પણ આ તોફાનનું મૂળ ક્યાં તે કોઇ શોધી ન શક્યું. જેલનો જેલર અંગ્રેજ હતો એને મૂળ શોધ્યા વગર સંતોષ થાય એમ ન હતું. એણે ધીરે ધીરે કરીમને, જેને સખત ઇજા થઈ હતી તેને, હાથમાં લેવા માંડ્યો. સાધારણ રીતે તો એક બીજા સામે ગમે તેટલું લડે તો પણ કોઈ પણ પક્ષનો માણસ સામા પક્ષની ચાડી ન ખાય, એવો એક એમના યુદ્ધનો નિયમ હોય છે, અને તેથી અધિકારીઓ આવી તકરારોનાં કારણો શોધી શકતા નથી. પણ કરીમને સખત વાગ્યું હતું. અબ્દુલ પ્રત્યે તેનો રોષ ઘણો વધી ગયેલો અને પોતે હાર્યો તેનું એને દુઃખ પણ ઘણું હતું. જેલરની થોડીઘણી મહેરબાનીએ એને ધીરેધીરે વશ કરવા માંડ્યો. જેલરે આખરે શોધી કાઢ્યું, કે તરતમાં આવેલા એક ૧૭-૧૮ વર્ષના સાધારણ દેખાવડા છોકરાના કારણે આ તકરાર થયેલી. કરીમ તેને પોતાના હાથ નીચે રાખવા માગતો હતો અને અબ્દુલ એને પોતાના. અને એમાંથી બંને ચડભડી ઊઠેલા અને પક્ષાપક્ષીને કારણે તેણે આવું મોટું રૂપ ધારણ કર્યું હતું. કરીમે જેલરને ઠસાવ્યું કે અબ્દુલની દાનત ખરાબ હતી તેથી તે એ છોકરાને રક્ષણ આપવા માગતો હતો. પણ કરીમની દાનત પણ શુદ્ધ તો નહોતી જ. જેલમાં આવી જાતની ઘણીયે તકરારો થાય છે. લાંબી મુદતની કેદ, અને કેવળ શરીરની જરૂરિયાતો સિવાય માણસને કંઇક માનસિક અને આધ્યાત્મિક જરૂરિયાતો પણ હોય છે એનો અધિકારીઓ તરફથી અસ્વીકાર, માણસને પશુ કરી મૂકે છે, અને તેથી પોતાના શરીરની જરૂરિયાતો અને એ જરૂરિયાતો સાધવા સ્વાર્થની મૈત્રી સિવાય બીજી મૈત્રી એ લોકો સાધી નથી શકતા. સામો માણસ બળિયો હોય, ઇચ્છાશક્તિમાં પ્રબળ અને નિશ્ચયી હોય તો તેનાથી બ્હીને ભલે તેની મૈત્રી કરે, પરંતુ જેલમાં પોતાના સ્વાર્થમાં માણસ એટલો બધો રચીપચી

જાય છે કે તેને સમાજનો કે બીજા માણુસના જીવનનો વિચાર કરવાની જરૂર નથી જણાતી. સમાજ સામે તો એનો બળવો હોય છે. એ બળવો કરે છે એનું એને ભાન નથી હોતું, પરંતુ જેલમાં જે લોકો લાંબો વખત રહે છે તેમને સમાજ પ્રત્યે એક પ્રકારનો તિરસ્કાર ઊંડો ઊંડો પણુ જાગે છે. તેમના માનસિક અને આધ્યાત્મિક જીવનનો નાશ, સમાજ તેને જેલમાં મોકલીને કરે છે એ તેના અંતઃકરણુમાં ઝાંખું ઝાંખું પણુ આલેખાયેલું રહે છે અને તેથી જેલ જઈ આવેલો માણુસ જો એનામાં હિમ્મત હોય છે તો પાકો બદમાશ થઈને બહાર આવે છે. એ કોઈની પણુ પરવા કર્યા વગર ગુનાઓ કરે છે. એને જેલનો ડર તો હોતો નથી એટલે એ પોતાના ગુનાઓમાં વધારે બેદરકાર અને ક્રૂર બને છે. જેમનામાં હિમ્મત ઓછી હોય છે અને ડરપોક હોય છે તેઓ પણુ બદમાશોના હથિયાર બની સમાજને મોટી હાનિ કરે છે. એવું જ પરિણુામ મોટે ભાગે જેલમાં ગયેલાઓનાં જીવનમાં આવે છે.

પણુ મહમ્મદને તો આ લડાઈનું કારણુ શું છે તેની અબ્દુલે ખબર નહિ આપેલી. એને એ ખબર જ નહિ કે જે લડાઈમાં એણે ભાગ લીધો તેનું કારણુ અધમ હતું. એને પાછળથી એની ખબર પડી અને એને ગ્લાનિ પણુ થઈ; પણુ પછી તો એ અને અબ્દુલ કોઈ દિવસ મળી શક્યા જ નહિ. અને અબ્દુલનો અને કરીમનો એમ જે બે પક્ષો હતા તે આ તોફાનને પરિણુામે તૂટી ગયા.

અબ્દુલને અંધારી કોટડી આપવામાં આવેલી તેમાંથી એ છૂટયો તેવી જ એને ખબર પડી કે કરીમે ચાડી ખાધી છે; કારણુ જેલરે એને બોલાવીને સારી પેઠે ધમકાવેલો. પણુ એવી ધમકીની એના ઉપર શી અસર થાય? અબ્દુલને કરીમની આ વર્તણુક પ્રત્યે સખ્ત તિરસ્કાર થયો. એનો એક સાથી એની બાજુમાં જ હતો તેની સાથે એણે મસલત ચલાવી અને કરીમને એનો સ્વાદ

ગમે તે ભોગે ચખાડવો એમ નક્કી કર્યું. અને આ નિરધાર કર્યા પછી તેને એ તક મેળવતાં વાર પણ ન લાગી. કરીમ દવાખાનામાં હતો ત્યાં ' તોલ 'ને સારુ અબ્દુલને એની અંધારી કોટડીની સજા પૂરી થયા પછી એક દિવસ એક પોલીસ અને વાર્ડરના પહેરા નીચે લઈ જવામાં આવ્યો. એનો પડોશી પણ એની સાથે હતો. દવાખાનામાં કરીમ બહાર બેઠો હતો એટલામાં આ બન્ને જણા ત્યાં પહોંચ્યા અને પોલીસ કે કેદીવાર્ડર કંઈ પણ કરી શકે તે પહેલાં કરીમ પર તૂટી પડ્યા. કરીમને બીજી વખત વાગ્યું, પણ વાર્ડરે અને પોલીસે તેને બચાવી લીધો. તરત અબ્દુલ અને તેના સાથીને સુપરિન્ટેન્ડન્ટ પાસે રજૂ કરવામાં આવ્યા અને અબ્દુલને બાવન ફટકાની સજા થઈ. તેના સાથીને અંધારી કોટડીની અને દંડાબેડીની સજાનો હુકમ થયો.

આ ફટકા કેવી રીતે મારવામાં આવે છે ? નેતરની સોટીઓ અમુક વખત સુધી પાણીમાં પલાળી રાખવામાં આવે છે. એ પછી જેને ફટકા મારવાના હોય છે તેનાં બધાં કપડાં ઊતારીને અને એક પાતળું કપડું (Aseptic Lotion) દવાના પાણીમાં પલાળેલું તેની કમ્મરે વીંટાળીને એક ત્રણ પાયાની ઘોડી સાથે તેને સખત બાંધવામાં આવે છે. ફટકા મારનારને પણ પહેલેથી ફટકા કેમ મારવા તેની કેળવણી આપવામાં આવે છે. એ હાથેથી નેતરની એ સોટી પકડીને એને બરાબર અમુક ગતિથી એ વખત વીંઝવાની હોય છે અને પછી સંપૂર્ણ બળથી ફટકો મારવાનો હોય છે. એ વખત વિંઝવામાં એ વિંઝવાની ગતિનું જોર તેમાં ઉમેરાય છે અને ફટકો ખૂબ સખત લાગે છે. ડાકટરે તે વખતે પાસે જ ઊભા રહેવું પડે છે. ઘણા તો આઠ કે દસ ફટકા લાગતાં જ બેહોશ થઈ જાય છે; પણ અબ્દુલે તો એ બાવન ફટકા પણ ઊભા ઊભા જ ઝીલ્યા અને છતાં તે હિમ્મત ન હાર્યો. એની કમર અને તેની નીચેની

બધી ચામડી ચીરાઈ ગયેલી હતી. તેમાંથી લોહી નીકળતું હતું છતાં તેના મોઢામાંથી તો ' આહ ' જેવો શબ્દ પણ ન નીકળ્યો. બધા એની આ બહાદુરી જોઈ રહ્યા. જેમને આપણે બદમાશ કહીએ છીએ એમનામાં પણ સહનશક્તિ અને વીરતાનો તોટો નથી હોતો. માત્ર તેમને પરિસ્થિતિએ અને સમાજે કે સરકારે ઊંધે રસ્તે દોરાવા દીધા હોય છે. એમની આવી સહનશક્તિ અને વીરતાનો સમાજના ભલા માટે ઉપયોગ થવાને બદલે આપણે તેના ગેરલાભમાં તેનો ઉપયોગ થવા દઈએ છીએ.

અબ્દુલના સાથી–જેને અંધારી કોટડીની સજા થયેલી– તેનાથી સાત દિવસ પણ એ અંધારી કોટડી ન જીરવાઈ. કરીમના સાથીઓમાંથી કેટલાક વાડરો હતા, તેમાંના એકના ચાજમાં એ અંધારી કોટડીઓ હતી. અંધારી કોટડી એટલે એમાં અંધારું હોય છે એવું નહિ. તે એકાંત કોટડી હોય છે. સાધારણ કોટડી જેવી એક કોટડી અને એના આગળના ભાગમાં થોડું આંગણા જેવું મૂકીને માણસથી સહેજ ઊંચી દીવાલ ચણી લેવામાં આવેલી હોય છે. કેદી કોટડીમાં પુરાયેલો રહે છે અને તેને બહાર કાઢે ત્યારે પણ તે પેલી દીવાલોની બહાર તો ન જ જઈ શકે. ત્યાં એના વાડર સિવાય કોઈ બીજું જઈ શકે નહિ. અબ્દુલના સાથીથી આવું એકાંત સહન ન થઈ શક્યું અને એને પેલો વાડર પણ સામા પક્ષનો મળેલો એટલે એની કનડગત પણ ઠીક ઠીક થઈ. તે ખૂબ ચીડાયો. અંધારી કોટડીમાં એને એક જ દિવસ બાકી હતો ને જેલર એની ખબર કાઢવા આવેલો. તેણે ચીડમાં ને ચીડમાં તે જેલરને ગાળો દીધી અને તેના ઉપર તે થૂંક્યો. જેલર ખીજાયો અને તેણે ત્યાં હતા તે વાડરોને હુકમ આપ્યો કે એને જરા 'ગરમ કરો.' બસ હુકમની વાર હતી કે વાડરો અને કેદી વાડરો બધા જ એના ઉપર તૂટી પડ્યા.

પેલાને તો એ શું કરે છે એનું ભાન જ ન હતું. તે પણ સામો થયો અને બે ચાર વાર્ડરોને એ નહિ ગાંઠે એમ જેલરને લાગ્યું. અને સાચે જ એણે બે જણની તો ઠીકઠીક ખબર પણ લીધી હતી. તેથી જેલરે બીજા વાર્ડરોને બોલાવી લીધા. જોતજોતામાં ૧૦-૧૫ વાર્ડરો ત્યાં ભેગા થઈ ગયા અને બધાએ મળીને એને મારવા માંડયો. પેલો સામો તો થયો, પણ આટલા બધા માણસો સામે એનું શું ચાલે? એ થાકીને માર ખાતો ખાતો નીચે પડી ગયો. અને જેટલાને એની થાપટો વાગેલી તેટલાએ આ લાગ જોઈને પોતાના ડંડા એના ઉપર ઠીકઠીક ચલાવ્યા; પરિણામે એ ત્યાં ઢગલો થઇને પડયો. જેલરે હવે બધાને રોકયા. પણ આ મારથી એને એવી સખત ઇજા થઈ કે એ સાંજ સુધી પણ જીવી ન શકયો. આની ખબર આખી જેલમાં જોતજોતામાં ફેલાઈ ગઈ અને બધા જ તે સાંભળીને સમસમી ગયા.

નિયમ પ્રમાણે આની તપાસ થઇ, અને કેદીઓ વચ્ચે થયેલી મારામારીને પરિણામે તેનું મરણ થયું, એમ દવાખાનાના રેકર્ડ ઉપર ચઢાવવામાં આવ્યું! અબ્દુલ અને બીજા કેદીઓને અને કેટલાક કેદીવાર્ડરોને પણ તે જેલમાંથી બીજી જેલમાં મોકલી આપવામાં આવ્યા. કેટલાક કેદીઓને કચ્ચા અને કચ્ચાઓને મુકાદમ બનાવવામાં આવ્યા. મહમ્મદને પણ આમાં કચ્ચાગીરી મળી.

૬

## નવો પ્રયોગ

મહમ્મદ તો હવે કચ્ચો થયો એટલે એને હરવા ફરવાની વધારે છૂટ મળી. એને માત્ર પોતાના વાડ઼ઁનો દરવાજો સાચવી બેસી રહેવાનું હતું અને રાત્રે બૅરેકમાં પહેરો ભરવાનો હતો. જૂના દોસ્તો તો એના ઘણાખરા બીજી જેલમાં ચાલ્યા ગયેલા, એટલે હવે એને નવા દોસ્તો શોધવાના હતા અને તેને થોડા ઘણા મળી પણ રહ્યા.

એક હુસેન નામના કેદી સાથે તેને ગાઢી મિત્રાચારી બંધાઈ. હુસેન અને તેના ચાર સાથીઓ કોઈ ખૂનના મામલામાં આવ્યા હતા અને તેમને દશ વરસની સજા થઈ હતી. હુસેન તો જૂનો જોગી હતો. તે મહમ્મદને જોઈતી દરેક વસ્તુઓ પૂરી પાડતો અને તેને રાજી રાખવાનો પ્રયત્ન કરતો.

મહમ્મદને પૈસાની જરૂર પડે ત્યારે એનો મિત્ર હુસેન એને એ માગે કે તરત કાઢીને આપતો. મહમ્મદને તેની નવાઈ લાગતી. એક વખત તો હુસેને તેને એક ગીની પણ જોવા સારુ આપી હતી, અને તે પણ રાતના જ્યારે બૅરેકમાં બધા હતા ત્યારે. મહમ્મદે પોતાની સગી આંખે જોયું હતું કે તેને બંધ કરતી વખતે તેની બરાબર ઝડતી લેવામાં આવી હતી એટલે એ કપડાંમાં કે ક્યાંય બીજે સંતાડીને એ ગીની તે અંદર લઈ જઈ શકે તેમ ન હતું. એટલે એ ખજાનો તે ક્યાં રાખતો હશે તે જાણવાની મહમ્મદને જિજ્ઞાસા થઈ. તેણે એક દિવસ તેને પૂછ્યું:

"ભાઈ, તમે જ્યારે માગું ત્યારે મને પૈસા કાઢી આપી શકો છો અને આ ગીની પણ તમારી સાથે રાખો છો તો ઝડતી વખતે એ કેમ પકડાતું નથી?"

હુસેને કહ્યું: "હું મારી વસ્તુઓ બધી મારી પાસે જ રાખું છું, પણ કોની મગદૂર છે કે તે પકડી શકે. એ ક્યાં રાખું છું તે તો નહિ કહું."

મહમ્મદ: "મને કહેવામાં પણ તમને હરકત લાગે છે?"

હુસેન: "ના, એવી કંઈ ખાસ હરકત નથી, પણ બેના ચાર કાન થાય અને ચારના છ થાય એટલે વાત ફુટયા વગર રહે નહિ."

મહમ્મદ: "પણ હું તમારી વાત અત્યંત ગુપ્ત રાખીશ એ માટે હું તમને વચન આપું છું."

હુસેન: "ત્યારે જુઓ" એમ કહી તેણે પોતાના ગળા પર હાથ મૂક્યો અને ઓડકાર લઈને પેલી ગીની મહમ્મદને ફરી કાઢી બતાવી.

મહમ્મદે જોયું કે હુસેન પૈસા અને બીજી પણ કેટલીક ચીજો ગળામાં રાખે છે અને જ્યારે જોઈએ ત્યારે તે તેને કાઢી શકે છે. આ શક્તિ જેલમાં રહેનારાઓને તો ઘણી લલચાવનારી હોય છે. જ્યાં જરૂરિયાતની એક પણ ચીજ અંગ ઉપર રાખવા દેવામાં નથી આવતી અને બધી રીતનો અંકુશ હોય છે, ત્યાં માણસને એવી ચીજો પોતાના કાબૂમાં રહે અને એ અંકુશ ન રહે એવી શક્તિ મળે તો ઘણો આનંદ થાય એ સ્વાભાવિક છે. મહમ્મદને પણ મન થયું કે એ શક્તિ પ્રાપ્ત કરવી. તેણે હુસેનને એક દિવસ આનંદમાં જોઇને પૂછ્યું:

"ભાઈ, તમે ગળામાં આ બધી વસ્તુઓ કેવી રીતે રાખી શકો છો, મને પણ તે ન શીખવો?"

હુસેનઃ " એ કંઈ સહેલું નથી. કોઈ પણ શક્તિ મેળવવા સારુ કષ્ટ વેઠવું પડે છે તેમ આમાંયે વેઠવાનું છે અને તારાથી તે નહિ બને !"

મહમ્મદઃ " નહિ કેમ બને, હું ગમે તે સહન કરીશ અને એ સાધન મેળવીશ; પણ તમે મને સમજાવો તો ખરા કે એ ચીજો તમે ગળામાં કેવી રીતે રાખી શકો છો ?"

હુસેનઃ ' એ તો સહેલું છે. ગળામાં એક જુદી કોથળી એને સારુ તૈયાર કરવામાં આવી છે અને તેમાં એ વસ્તુઓ પડી રહે છે. મારા ગળામાં એ કોથળી લગભગ છ ઇંચ લાંબી અને એક ઇંચ પહોળી છે. એમાં હું એટલો લાંબો ચપ્પુ પણ જરૂર પડે રાખી શકું છું અને જ્યારે જોઈએ ત્યારે એને કાઢી એનો ઉપયોગ કરી શકું છું."

મહમ્મદઃ " એ કોથળી કેવી રીતે તૈયાર થતી હશે ?"

હુસેનઃ "એ જ તો મુશ્કેલ છે. એમાં જ સહન કરવાનું હોય છે."

મહમ્મદઃ " હું એને સારુ ગમે તે સહન કરવા તૈયાર છું, તમારે મને એ બતાવવું જ પડશે. "

હુસેનઃ " ઠીક, હું તને એ બતાવીશ. "

તે દિવસે તો વાત આટલેથી જ અટકી, પણ બીજે દિવસે જ્યારે હુસેન અને મહમ્મદ મળ્યા ત્યારે હુસેને મહમ્મદને એક સીસાનો ગોળો જેને એક દોરી બાંધેલી હતી તે બતાવ્યો અને કહ્યું: " જો તારે પેલો પ્રયોગ કરવો હોય તો લાંબા વખત સુધી તારે હું કહું તેમ કરવું પડશે. સાંભળ. આ ગોળો હું તને આપું છું. તે તારે તારા ગળામાં હું ગોઠવી આપું તેમ આખો દિવસ રાખી મૂકવો પડશે. કાલે હું એ કાઢીને તને ફરી પાછો મૂકી આપીશ. ખાતી વખતે પણ હું તારી પાસે હોઈશ અને એ ગોળો કાઢીને પછી પાછો તને ગોઠવી આપીશ."

મહમ્મદે તેને સારુ પોતાની તૈયારી દેખાડી એટલે હુસેને એ ગોળો લઈને એના ગળામાં એક તરફ ગોઠવી આપ્યો.

પણ મહમ્મદને તે દિવસે આખો દિવસ કાંઈ ગમ્યું નહિ. માથું દુઃખવા લાગ્યું, અને એ થોડો ઘણો મૂંઝાયો પણ ખરો; પણ હુસેને એને હિમ્મત આપી અને કહ્યું કે થોડા દિવસમાં એ બધું મટી જશે અને એનાથી તું ટેવાઈ પણ જઈશ. અને ખરે જ આઠેક દિવસમાં માથું દુઃખવું વગેરે બધું મટી ગયું. પણ પંદરેક દિવસ થયા હશે કે નવું દુઃખ આવી ઊભું. મોંમાંથી ગંધ આવવા માંડી, અને તે એટલી બધી કે સહન ન થઈ શકે. દાંત સડવા માંડયા અને કાળા પડયા અને સીસાનું ઝેર શરીરમાં પ્રસરવા માંડે ને જેવાં ચિહ્નો જણાય છે તેવાં ચિહ્નો પણ દેખાવા લાગ્યાં. ખાવાનું પચે નહિ, મોંમાંથી ગંધ છૂટે એટલે કશું ખવાય પણ નહિ; છતાં હુસેન તો હિમ્મત જ આપ્યે જતો હતો. થોડા દિવસમાં આ બધું બંધ થઈ જશે અને ટેવાયા પછી કંઈ નહિ લાગે, એમ તે મહમ્મદને વારંવાર કહેતો.

સીસાનો ગોળો વજનદાર હોય છે અને તેથી જે જગ્યાએ એને મૂકયો હોય ત્યાંથી એ નીચે ધસવાનો પ્રયત્ન કરે છે. ગળામાં પણ એની એ જ ગતિ હોય એટલે જ્યાં એ ગોળો ગળામાં હતો ત્યાં એણે પોતાને સારુ જગ્યા કરવા માંડી અને શરીરની કુદરતે એને સારુ જગ્યા કરી આપવા માંડી. જેમ જેમ એ નીચે ધસતો જાય તેમ તેમ ત્યાં એક ખાડો થતો ગયો. દોરો તો એ ગોળાને બાંધેલો હતો જ. એટલે ગમે ત્યારે એ કાઢી શકાય એમ હતું અને દિવસમાં એક બે વખત એ બહાર કાઢવામાં પણ આવતો હતો. જો એને કાઢવામાં ન આવે અને ત્યાં ને ત્યાં જ રહેવા દેવામાં આવે તો એનું પરિણામ શરીરની કુદરતને લીધે એ જ આવે કે ગોળો ગળામાં રહી જાય અને તેના

ઉપર અંદરની ચામડી ફરી વળે અને પછી એ ગોળો ઊતરતો ઊતરતો ક્યાં જાય તે કહેવાય નહિ.

હુસેને મહમ્મદને કહેલું કે એના ગળામાં જેટલી મોટી કોથળી છે એટલી મોટી કોથળી ગળામાં તૈયાર કરવા સારુ ત્રણથી ચાર મહિના જેટલો વખત લાગશે. પણ હજી તો માત્ર પંદર જ દિવસ થયા હતા અને એ દરમિયાન જે સહન કરવું પડયું તે પણ મહમ્મદને તો અસહ્ય લાગ્યું. આ પ્રયોગને લાંબા વખત સુધી ટકાવી રાખવાની તેની હિમ્મત ન ચાલી, અને તેણે તે ગોળો કાઢીને હુસેનને પાછો સોંપી દીધો અને કહ્યું: “ભાઈ, સાચે જ તમારું કહેવું સાચું હતું, મારું એ કામ નહિ.” હુસેને તેને ખૂબ સમજાવ્યો, પણ મહમ્મદ તો એકનો બે ન જ થયો. એ પ્રયોગને કારણે મહમ્મદની તબિયત પણ પછીથી ઠીકઠીક બગડી હતી અને તેને ઠેકાણે લાવવા એક મહિનો દવાખાનામાં રહી દવા કરાવવી પડી હતી; પણ કોઈ એમ ન માને કે ડાકટરને મહમ્મદે કરેલા પ્રયોગની ખબર પડી હશે. ગુનેગારોની પરસ્પરની વફાદારી અજબ હોય છે અને તેનો બનતા સુધી કોઈ ભંગ કરતું નથી. ડાકટરે તો દરદનું મૂળ જાણ્યું જ નહિ અને માત્ર મહમ્મદે કહ્યું તે ઉપરથી જ તેના દરદની દવા કરી. મહમ્મદ સારો થયો તે ડાકટરની દવાથી કે વિકારોને સ્વાભાવિક રીતે બહાર ફેંકી દેવાના શરીરપ્રકૃતિના પ્રયત્નને પરિણામે તે કોણ કહી શકે?

પણ આ પ્રયોગને અંગે હમેશાં સાથે ને સાથે રહેવાથી હુસેન અને મહમ્મદની દોસ્તી તો અત્યંત ગાઢી થઈ ગઈ હતી. હવે હુસેન કોઈ કોઈ વખત આ પ્રયોગનું સ્મરણ કરાવીને મહમ્મદની મશ્કરી પણ કરતો. આ બંને મિત્રોને ઘણું સારુ બનતું.

હમણાં હમણાં તો મહમ્મદ ઉપર જેલરની પણ મહેરબાની ઊતરી હતી. તે શા કારણે તે મહમ્મદ પોતે પણ જાણતો ન હતો. અને જેના ઉપર જેલરની થોડીઘણી પણ મહેરબાની હોય તેના ઉપર જમાદાર, વાર્ડર, કેદી વાર્ડર બધા જ મહેરબાની દેખાડે એ તો દીવા જેવું સ્પષ્ટ છે.

આ જ અરસામાં એ જેલમાં જે કેદી ફાંસીનું કામ કરતો તે છૂટી ગયો. એટલે ફાંસી દેવાનું કામ કરવા સારુ એક નવા કેદીની તપાસ થવા માંડી. કેદીઓ ગમે તેટલા ખરાબ હોય તો પણ બનતાં સુધી આવું કામ તે સ્વીકારતા નથી. કોઈ રડ્યોખડ્યો કેદી આવું કામ સ્વીકારે છે તો તેના પ્રત્યે જેલની આલમમાં પણ તિરસ્કારની દૃષ્ટિથી જોવામાં આવે છે. કેદીની દૃષ્ટિએ જેને લાલચ કહેવામાં આવે છે તેવી લાલચો આમાં હોય જ છે. જેલરે એક દિવસ મહમ્મદને બોલાવીને આ વિષે પૂછ્યું:

" મહમ્મદ, જો, ફાંસી દેનારો હાલમાં છૂટી ગયો છે. એ કામ તું કરે તો કેવું ? તેમાં તને ઘણો ફાયદો છે. તને વધારાની માફી મળશે અને વળી ફાંસી દીઠ રૂપિયા પાંચની આવક થશે ! "

મહમ્મદ : " સાહેબ, એ કામ મારું નહિ. "

જેલર : " એમાં ખોટું શું છે ? અને તું નહિ તો કોઈ બીજો ફાંસી દેશે. ફાંસીવાળો જીવવાનો તો નથી. પછી તારે શું કરવા એ લાભ ન લેવો ? "

મહમ્મદ : " પણ સાહેબ, મારે એ લાભ જ નથી જોઈતો પછી કંઈ છે ? "

જેલર : " તું તો ગાંડો છે. એમાં તારે કરવાનું શું છે ! માત્ર સ્પ્રિંગ દાબી પાટિયું ખસેડવું એટલું જ ને ? એમાં શું કરવા નાહિમ્મત થાય છે ? "

પણ મહમ્મદે તો સ્પષ્ટ જણાવી દીધું, કે એ હત્યાકાંડમાં એ કશો ભાગ નહિ લે માટે સાહેબે તેને માફી આપવી જોઈએ. મહમ્મદે જયને પોતાની સાથે થયેલી વાતચીત હુસેનને કહી સંભળાવી અને હુસેને તેના નિર્ણયને ટેકો આપ્યો. મહમ્મદે કહ્યું: " હવે માત્ર બે મહિના જ છે. જે રીતે દસ મહિના ગયા તે રીતે આ બે મહિના પણ નીકળી જાય તો ખુદાની મહેરબાની. મારે શું કરવા આ લાલચમાં પડવું જોઈએ ? "

હુસેન આ સાંભળી કંઈક વિચારમાં પડી ગયો અને બંને મિત્રો છૂટા પડયા.

૭

# દીવાલ કુદ્યા

“ પણ, ભાઈ, અમારા ચાર જણનું જીવન તમારા ઉપર આધાર રાખે છે, ” હુસેને મહમ્મદને આજીજીથી જાણે કહેતો હોય તેમ કહ્યું.

“ પણ મારું શું ? મારે તો એક મહિનો જ બાકી છે અને જો પકડાયા તો પાંચસાત વરસથી ઓછી સજા તો નહિ જ થાય ને ? ’ મહમ્મદ અકળાયેલો હોય તેમ હુસેન તરફ જોતો તેને જવાબ આપતો ઊભો.

“ ત્યારે અમારે તો અહીં સડ્યા જ કરવાનું ને ? અને તે પણ તારા જેવો મિત્ર હોવા છતાં. તારી અમને મદદ મળે તો અમે અહીંથી બધા ઘડીવારમાં છૂટી જઈએ. અને અમે કંઈ તારો આ ઉપકાર ભૂલીશું ? બહાર નીકળ્યા પછી પણ તારે માટે અમે અમારો જાન પાથરવા તૈયાર રહીશું. આ દોજખખાનામાં મારાથી હવે લાંબો વખત નથી રહેવાવાનું. માટે તું એટલી મદદ ન કરે ? ”

મહમ્મદને એનાં માતાપિતા સાંભર્યાં. મહિના પછી એ તેમના ચરણોમાં પડીને માફી માગવાનાં સ્વપ્ન જોતો હતો. તે સ્વપ્ન એની આગળથી ઓસરતું હોય એમ એને લાગ્યું. મહમ્મદ બોલ્યો: “ એ મારાથી નહિ બને. એક મહિના પછી છૂટીને હું તો મારાં માબાપ સાથે રહેવાના મનોરથો ઘડી રહ્યો છું, મને કંઈ રખડતી જિંદગીમાં રસ નથી. ખુદા કરશે તો હું કોઈ ધંધો શોધી કાઢીશ, અને ગૃહસ્થની માફક ભવિષ્યનું જીવન ગુજારીશ. ”

હુસેન ઘણું ગંભીર હસ્યો, અને તેણે કહ્યું: "ભાઈ, તને દુનિયાનું કશું જ્ઞાન હોય એમ નથી લાગતું. તું એમ માને છે કે એક વખત જેલ જઈ આવેલાને કોઈ સુખેથી પ્રામાણિક ધંધો કરી જિંદગી ગુજારવા દેશે ? મને એનો અનુભવ છે. ગામમાં ચોરી થશે કે શક તારા ઉપર જ આવવાનો અને પોલીસ ચોર નહિ પકડી શકે તો એ તારા ઉપર કંઈક પુરાવો ઊભો કરી તને જેલમાં મોકલ્યા વગર નહિ રહે. મારા સંબંધમાં તો એક વખત એવું પણ બનેલું, કે પોલીસના માણસોએ જ ચોરી કરાવી અને તેનો માલ તેઓ બધો હજમ કરી ગયા અને ચોરીનું તહોમત બધું મારા માથે નાખી મને ફસાવેલો. એક વખત જે ચોર ગણાયો તે સદાને માટે આ રાજ્યમાં ચોર રહે છે, એવો મારો અનુભવ છે. તું સાથે હોય તો તારાં માતાપિતાને પણ ફસાવવાનો પ્રયત્ન થાય તો તેમાં આશ્ચર્ય નહિ; અને હવે તેમને તું શું મોઢું દેખાડીશ ? ખોટું આળ તારા પર આવ્યું છે એ વાત સાચી, પણ તું ચોર તો ઠર્યો જ છે ને ? એ કલંક તું શી રીતે ધોવાનો ? તું બેઠો હઈશ, જતો હઈશ અને તારા તરફ ગામના લોકો આંગળાં કરશે તે વખતે તેમને કેટલી શરમ આવશે ! એટલે જ હું તને કહું છું, કે જો તું સમજે તો આપણે બધા અહીંથી નાસી છૂટીએ અને અહીંથી કયાંક દૂર જઈને વસીએ. ત્યાં આપણે કંઈ સારો ધંધો કરી સારી શાખ બાંધીશું, અને પછી ઘેર આવીશું તો પ્રતિષ્ઠા જળવાશે. ત્યાં તું તારાં માતાપિતાને પણ બોલાવી લઇશ તોયે તેમને એટલું બધું આકરું નહિ લાગે."

મહમ્મદ વિચારમાં પડી ગયો. તેને પોતાના ચાર મિત્રોના દુઃખ માટે લાગણી તો હતી જ. એમને દસ દસ વરસ ત્યાં પડી રહેવાનું હતું, એટલે બને તો એમને મદદ કરવાનું એને મન હતું. પણ એનાં માતાપિતાના વિચારે એ બીચારો મૂંઝાતો હતો.

છતાં હુસેનની દલીલમાં એને વજૂદ લાગ્યું. હુસેને ફરી કંઇ ખાસ દબાણ ન કર્યું.

પણ આ વાતચિત થઈ તેને પાંચમે દિવસે રાત્રે મહમ્મદના બેરેકમાં ચાર માણસો ઊઠયા. મહમ્મદ તો પહેરો ભરતો હતો. ઘણી ઝડપથી આ ચારમાંના બે જણાએ દીવા બળતા હતા તે ઓલવી નાખ્યા ને ઘણી શાંતિથી. બીજા કેદીઓ તો બીચારા બરાબર ઊંઘતા હતા. તેમને આ બધાની હિલચાલની કશી ખબર ન પડી. કોઇ જાગતો હશે તો બીકનો માર્યો છાનોમાનો લપાઇને પડયો રહ્યો.

* * *

જેલમાં 'એલાર્મ બેલ' થયો. સેંટ્રલ ચક્કરની ત્રીજી બેરેકમાંથી ચાર કેદી અને એક કચ્ચો નાસી છૂટયાના ખબર ચારે તરફ ફેલાઈ ગયા. બધે દોડાદોડી થઈ રહી, પણ કોઇ હાથ આવ્યું નહિ. પછી ખબર મળી કે નાસેલા કેદીઓ પોલીસ કવાર્ટરમાંથી પાંચ બંદૂકો અને થોડા કારતૂસો પણ લેતા ગયા છે. એકદમ ચારે તરફ તાર છૂટયા અને નાઠેલા કેદીઓનું વર્ણન મોકલી આપવામાં આવ્યું અને તેમને મરેલા કે જીવતા પકડવા એવી સૂચનાઓ મોકલાઈ ગઈ.

પણ જેલના અધિકારીઓ તો એ વિમાસણમાં પડયા કે કેદીઓ નાઠા શી રીતે? એમણે ઘણી તપાસ કરી, પણ કંઈ રસ્તો સૂઝે નહિ. બેરેકના બારણાના મીજાગરા તૂટેલા જોયા એટલે બેરેક-માંથી શી રીતે નીકળ્યા એ તો સમજાયું; પણ મોટી દીવાલ શી રીતે કૂદ્યા એ સવાલ તેમને મૂંઝવતો હતો. આખી દીવાલ તપાસી વળ્યા, પણ કયાંયે ખીલી કે ખાડો ન મળે. દીવાલની પાસે કયાંયે એવું ઝાડ પણ ન હતું કે જેની ડાળી ઉપરથી દીવાલ ઉપર પહોંચી શકાય. આખરે તપાસ કરતાં જણાયું કે કેદીઓ પોતાની ચાદરો પોતાની સાથે લઈ ગયા છે; અને એક જગ્યાએ, ધૂળ ખૂબ

એકઠી કરતાં જે રીતે જમીન સાફ દેખાય તેવી જમીન દેખાઈ. દીવાલની બીજી બાજુ ધૂળનો નાનોસરખો ઢગલો જણાયો. આ ઉપરથી અનુમાન કાઢવામાં આવ્યું કે નાસનારા કેદીઓ ચાદરો અને ધૂળનો ઉપયોગ કરી દીવાલ કૂદ્યા છે. પણ એમ અનુમાન કાઢયાથી કંઈ સંતોષ થાય? એની તો ખાતરી કરવી જોઈએ. તરત ચાદરો મંગાવી અને એના એક છેડામાં ૧૫–૨૦ શેર ધૂળ બાંધી દીવાલ ઉપર નાખી. ધૂળની એ પોટલી દીવાલ ઉપર અટકી રહી. જેલરે વાર્ડરમાંથી એક બે જણને હુકમ કર્યો કે તેમનામાંથી કોઇ દીવાલ ઉપર ચઢે, પણ તેમાંથી કોઈ ન ચઢી શકયું. જેલનો મદદનીશ જેલર સારજંટમાંથી એ હોદ્દે પહોંચેલો, તે શરીરે તો હતો દૂબળો પાતળો પણ કસરતી હતો. તેણે ચઢવાનો પ્રયત્ન કરવા ધાર્યું, અને બહુ ધીરે ધીરે પણ ઠેઠ ટોચે પહોંચી ગયો. ત્યાં પહોંચ્યા પછી તેણે નાસનારાઓની બુદ્ધિનાં અને શરીરશક્તિનાં ખૂબ વખાણ કર્યાં.

*　　　*　　　*

આ તરફ નાસી ગયેલા મહમ્મદ અને તેના સાથીઓ પાછળ ચારે તરફથી પોલીસ દોડી પડી. બધા રસ્તા ઘેરાઈ ગયા, પણ આ પાંચે જણા મરદ હતા. હિમ્મત હારે એવું એમાંનું કોઈ નહિ. મહમ્મદને પણ પોતાના સાથીઓની હિમ્મતથી હિમ્મત આવી અને પરિસ્થિતિ ઘણી જોખમકારક જોઈ જોખમની સ્થિતિમાં જેવું શૂર ચઢે છે તેવું શૂર પણ ચઢયું. શિયાળાના દહાડા હતા. કડકડતી ટાઢ પડતી હતી. એમની પાસે એક એક કામળ અને ચાદર હતાં. બીજાં માત્ર પહેરેલાં કપડાં. પણ એમની કસોટી તો પૂરેપૂરી થવાની હતી. તેઓ સિંધુ નદીને કિનારે પહોંચી ગયા હતા અને ત્યાં જ્યારે ચારે તરફથી ઘેરાઈ ગયા ત્યારે તેમને માટે સિંધુમાં ઝંપલાવ્યા સિવાયનો બીજો એકે રસ્તો ન હતો. અને

તેમાં પણ આ પાર અને સામે પાર બંને તરફ પોલીસ આવી પહોંચી હતી. નદી તરીને સામી પાર જવામાં પણ પકડાવાનું જોખમ હતું. અને આ પારથી તો પોલીસે બરાબર બંદોબસ્ત કરી ધીરે ધીરે એમના તરફ આગળ વધવા માંડયું હતું. આ નાસી ગયેલા પાંચે કેદીઓ સરસ તરનારા તો હતા જ, એટલે એમણે પરસ્પર મસલત કરીને નદીમાં ઝંપલાવ્યું.

સિંધુ નદીનાં પાણી. મોટાં મોટાં પશુઓને પણ તાણી જાય એવો તેનો પ્રવાહ. બંને કિનારે પોલીસો, ટાઢના દિવસો અને તેમાં પાણીમાં રહેવું અને એ બધા ઉપર કળશ ચઢાવવા સારુ નદીકિનારાના ઘાસમાંના ડાંસના ડંખોઃ એ બધાં કષ્ટો સહન કરીને એમણે પાણીમાં ને પાણીમાં પોતાનો માર્ગ કાપવાનો હતો. પોલીસ તો તેઓ જે તરફ જતા તે તરફ એમની પૂઠ પકડતી કિનારા ઉપર ચાલી આવતી હતી. આ સ્થિતિમાં એમણે ત્રણ દિવસ અને ત્રણ રાતો કાઢી. ઘણો વખત તો એમને નદીની અંદર ડૂબકીઓ મારી માણસોની દૃષ્ટિ અને ડાંસના ડંખોથી પોતાને બચાવવાનો પ્રયત્ન કરવો પડતો હતો.

ત્રીજા દિવસની રાતે એ લોકો એમની પાછળ પડેલી પોલીસની આંખો બચાવી શકયા અને નદીમાંથી નીકળી નાઠા. એમને ત્રણ ત્રણ દિવસના કડાકા થયા હતા. ભૂખ તો કકડીને લાગેલી. એટલે એમને સૌથી પહેલાં કંઈક ખાવાની સગવડ કરવાની જરૂર જણાઈ અને તેમણે નજીકના ગામનો રસ્તો લીધો. થોડે દૂર ગયા હશે કે તેમને દીવાનો પ્રકાશ જણાયો. એ એક ખેતરને છેડે આવેલું નાનું ઝૂંપડું હતું, અને ગામથી થોડે દૂર આવ્યું હતું. તેમાં એક વૃદ્ધ અને તેનો દીકરો રહેતા હતા. આ પાંચે ત્યાં પહોંચ્યા અને વૃદ્ધની પાસે તેમણે વિનયપૂર્વક કંઈક ખાવાનું માગ્યું. વૃદ્ધ દયાળુ હતો તેણે તરત જ તેમને સીધું કાઢી આપ્યું અને

ચૂલો બતાવી રોટલા કરી ખાવા જણાવ્યું. એમણે તે પ્રમાણે રોટલા કરી ખાધા. પણ એ લોકો ખાઈને પરવાર્યા નહિ હોય એટલામાં ખબર પડી કે પોલીસ આવી પહોંચી છે. પેલો વૃદ્ધ તો દયાળુ અને ભલો હતો, પણ એના દીકરાનું હૃદય તેના જેવું નહોતું. કેદીનાં કપડાં પહેરેલા આ પાંચેને જોઇને એ સમજી ગયો કે જે કેદીઓની શોધ થાય છે તે આ જ કેદીઓ હોવા જોઇએ અને તેથી ઇનામની લાલચે એણે નજીકની પોલીસચોકી ઉપર જઈને ખબર આપી. પોલીસચોકીથી બંદૂકધારી પોલીસની એક ટુકડી આવી અને બીજી તરફનો રસ્તો ઘેરવા સારુ તેમણે બીજી એક ટુકડી મોકલી આપી. પોલીસ આવે છે એવા સમાચાર મળતાં જ આ લોકો ત્યાંથી ઊઠીને જંગલ તરફ નાઠા, પણ થોડે દૂર ગયા હશે કે સામેથી તેમને પોલીસની બીજી ટુકડી આવતી જણાઈ. પાછળ પોલીસ હતી અને આગળ પણ પોલીસ જોઈને તેમણે હવે મરણિયા થઇ લડવાનું પસંદ કર્યું. હુસેને તે જાહેર કરવા સારુ પહેલો ગોળીબાર સામેની પોલીસ ટુકડી ઉપર કર્યો અને એક પોલીસને વિંધી પણ નાખ્યો. હવે બંને તરફથી ગોળીઓ છૂટવા માંડી. હુસેન અને એના બે સાથીઓ ગોળીથી વિંધાઈને પડયા અને પાંચમાંથી માત્ર બે જણા જ બાકી રહ્યા. એમની સાથે જેટલા કારતુસો લીધા હતી તેટલાબધા ખલાસ થઇ ગયા એટલે એ બંને જણાને પોલીસે પકડી લીધા.

* * * *

મહમ્મદને એના ઉપર ચાલેલા આ છેલ્લા કેસમાં સાત વરસની સખત મજૂરીની સજા થઈ હતી અને એ નાસી ગયેલો કેદી એટલે જેલના નિયમ પ્રમાણે એને લાલ ટોપી આપેલી. મેં એને જ્યારે જોયો ત્યારે તે એની આ સાત વરસની સજા ભોગવતો હતો.

વિનોદવિહારીએ વાત પૂરી કરી અને અમે બધા જેલની દુનિયા વિષે નાના પ્રકારના વિચારો કરતા છૂટા પડયા.

## નવાં પ્રકાશનો

**સ્વૈરવિહારઃ**—લેખક : રામનારાયણ વિ૦ પાઠક

'પ્રસ્થાન'નો નવો આવેલો અંક ઉઘાડતાં જ વાંચકો જે પ્રથમ લેખ વાંચવા તલપાપડ થઇ રહે છે, અને કોઇ અંકમાં તે વિભાગ ન આવ્યો હોય તો મોં મરડે છે તે બધા લેખોનો સંગ્રહ પુસ્તકાકારે

પૃષ્ટ સંખ્યા ૨૭૨, સચિત્ર પાકું પૂંઠું કિં. રૂા. ૧–૮–૦

**દ્વિરેફની વાતોઃ**—લેખક : રામનારાયણ વિ૦ પાઠક

બીજી આવૃત્તિ. આ બીજી આવૃત્તિમાં શ્રી. રસિકલાલ છો૦ પરીખનો ઉપોદ્‌ઘાત ઉમેરવામાં આવ્યો છે અને પૂંઠા ઉપર શ્રી. રાવળનું ખેમી–ધનિયાનું ચિત્ર મૂકી આ આવૃત્તિ સચિત્ર કરી છે

પૃષ્ટ સંખ્યા ૨૧૬, સચિત્ર પાકું પૂંઠું કિં. રૂા. ૧–૪–૦

**જીવનનાં દર્દઃ**—લેખક : પ્રેમચંદજી

સુવિખ્યાત હિંદીવાર્તાલેખક શ્રી. પ્રેમચંદજી કૃત સામાજીક ટૂંકી વાર્તાઓનો સંગ્રહ. લેખકના જુદા જુદા સંગ્રહોમાંથી આ તેર વાર્તાઓ લીધેલી હોવાથી એ ઉત્તમોત્તમ વાર્તાઓના સંગ્રહ રૂા છે. અનુવાદક : કિસનસિંહ ચાવડા.

પૃષ્ટ સંખ્યા ૨૦૦, પાકું પૂંઠું કિં. રૂા. ૧–

**પ્રેમનો દંભ** [પાશ્ચાત્ય લગ્નજીવનની વાર્તા]:—લેખકઃ—ટૉલર

આ પુસ્તકમાં રુશિયાનો સંત મહાત્મા ટૉલસ્ટૉય લગ્નજીવ શું રહસ્ય છે અને આજનાં લગ્નોમાં કેવો વિષયી પ્રેમ હોય છે તેને લીધે જીવન કેટલું કલુષિત થઇ જાય છે તેનો સુંદર ચિ આપે છે. અનુવાદક : વિશ્વનાથ મગનલાલ ભટ્ટ.

પૃષ્ટ સંખ્યા ૧૮૦, પાકું પૂંઠું કિં. રૂા. ૧–૪

## પ્રસ્થાન કાર્યાલય